# આત્માને ઓળખો

: : બાર મનનીય જાહેર પ્રવચનોનો સંગ્રહ : :

: પ્રવચનકાર :

પૂ. સકલાગમરહસ્યવેદી આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજી
મહારાજના મુખ્ય શિષ્ય, સિદ્ધાન્તમહોદધિ મહોપાધ્યાય
શ્રીમત્ પ્રેમવિજયજી ગણિવરના પરમ વિનેય, પૂ.
બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાન
વાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્
રામવિજયજી ગણિવર.

પ્રકાશક : શ્રી વીરશાસન કાર્યાલય : અમદાવાદ.

મૂલ્ય : એક રૂપીઓ

# 卐 : નિવેદન : 卐

અનેક ગુણગણાલંકૃત બાલબ્રહ્મચારી શાસનપ્રભાવક પરમારાધ્ય વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરના અતિ મનનીય ને બોધક રસિકતાભર્યા વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવાનો અમારો પ્રયાસ ચાલૂ છે તેમા પૂ. પ્રવચનકાર મહાત્માના વાસ્તવિક આશયથી વિરૂદ્ધ આશયને પેદા કરનારી જે કાંઈ ઉક્તિ અમારા પ્રમાદથી મૂકાઈ જતી હોય, તદર્થે અમે તે પરમ તારકની ક્ષમાના અર્થિ છીએ તેમજ વાચકો પ્રત્યે પણ નિવેદન છે કે—તેમને જે કોઈ શંકાસ્પદ ભાસે, તેનો અમારી પાસેથી ખુલાસો મેળવે અને અમારા પ્રમાદને નામે કૃપા કરી પૂ. પ્રવચનકાર મહાત્માને ન વગોવે.

ધનજી સ્ટ્રીટ
મુંબઈ ૩
—સમ્પાદક "જૈન પ્રવચન"

મુદ્રક મૂલચંદભાઈ ત્રિકમલાલ પટેલ સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસ પીરમશાહરોડ અમદાવાદ

# કિંચિત્—

આ પુસ્તક જ એવું છે કે-જેને પ્રસ્તાવનાની જરૂર ન હોય. ગ્રન્થકારે સ્વયં પ્રત્યેક પ્રવચનની પ્રસ્તાવના કરેલ છે, અને અનેકવિધ તાત્વિક રહસ્યોનો સ્ફોટ કરેલ છે. ગ્રન્થકારનાં પ્રવચનો આજે હજારોની માનવમેદની આતુરતા અને શાન્તચિત્તતાથી સાંભળે છે. શ્રોતાને લાગે છે કે-એના અન્તરમાં કોઈ અજબ પ્રકાશ પાડી રહેલ છે. આન્તર્ જીવનના તડકા-છાંયડાનો આબેહુબ ચીતાર શ્રોતાની દૃષ્ટિ સમક્ષ ખડો થઈ જાય છે. અન્તરમાંથી ધ્વનિ ઉઠે છે કે-કાંઈક નવિન, કાંઈક જરૂરી, કાંઈક દીવ્ય પામી રહ્યો છું, અને ત્યારે એના બાહ્ય જડરાગભર્યા જીવન ઉપર એને ઘૃણા ઉત્પન્ન થાય છે.

આ માત્ર થોડાંજ પ્રવચનોના સંગ્રહનું નામ '**આત્માને ઓળખો**' સહેતુક રાખેલ છે. જગત્ દેહની સેવામાં, દેહની અન્દર રહેલાને ભૂલી ગયું છે. દેહની સુખશાન્તિ માટેના જ પ્રયત્નોમાં આત્માની સુખશાન્તિ વિસરાઈ ગઈ છે. જગત્નું જીવન સૂચવે છે કે-જાણે આત્મા જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નથી. જગતની આ ભૂલભૂલામણીને આ પ્રવચનો અસિધાર રૂપ બની છેદે છે આત્માના અસ્તિત્વનો ખ્યાલ આપે છે. આત્માની ઉન્નતિ સાધવાની જરૂરીયાત દર્શાવી, એના સાધક માર્ગોનું નિદર્શન કરાવે છે. એમાં પોતાને અને જગત્ માત્રને શાન્તિ કયી રીતિએ પ્રાપ્ત થાય એ દર્શાવે છે, અને માટેજ આ સંગ્રહનું નામ '**આત્માને ઓળખો**' રાખેલ છે

વિશ્વસેવ્ય જૈનશાસન માત્ર એકજ પ્રભુને કે અમૂક પ્રભુને જ માનતું નથી. જ્યાં જ્યાં પ્રભુત્વ, ત્યાં ત્યાં એ પ્રભુનો સ્વીકાર કરાય છે. જૈનશાસનનું પ્રભુત્વ તે સર્વથા રાગદ્વેષનો અભાવ-નિર્મમ સમવૃત્તિ -માત્ર આત્મરમણતા : અને આ પ્રભુત્વ પ્રત્યેક આત્મા પામી શકે છે. પ્રત્યેક આત્મા પરમાત્મા બની શકે છે, અને માટે જ દેહની અન્દર રહેલા આત્માની જ ઉન્નતિ થાય તેવું જૈનશાસનનું સાહિત્ય છે. પ્રસ્તુત ગ્રંથ એજ સાહિત્યસાગરનું એક બિન્દુ છે. આત્માને પરમાત્મા બનાવવાને માર્ગે દોરનાર અને ગતિ આપનાર આ ગ્રન્થ એક ચેતનાશક્તિ છે

સાધુઓ, પરમાત્માના પ્રતિનિધિ રૂપ છે પરમાત્માના માર્ગનું જગતને ભાન કરાવી, એની આત્મનૌકાના નાવિક બનનાર છે. આજે બાવાઓ અને ફકીરોની સખ્યા વધી પડી છે એમણે એને જીવનનિર્વાહનુ સાધન બનાવી દીધેલ છે આથી દુનિયાને એ 'સંન્યસ્ત'ના નામ નીચે પોષાતી 'સસારીતા'એ ઉભગાવી દીધી છે પરન્તુ સાચા જૈન સાધુઓના આચાર-વિચાર એથી સાવ નિરાળા છે ઘણાય જૈનેતરો પણ આજે કબૂલ કરે છે કે-આજે કોઈ પણ સ્થલે સાધુતા દેખાતી હોય તો જૈન સાધુઓમા ! જૈન સાધુઓ સ્વય પોતાના જીવનને પરમાત્મ માર્ગગામી બનાવીને જગત્ એ માર્ગનું રસિક અને પથિક બને એ માટે પ્રયત્ન કરનાર હોય છે દેહસેવામા દમાઈ ગએની દુનિયાની આત્મજ્યોતિને જૈનસાધુ જગાવનાર છે

પ્રસ્તુત ગ્રન્થમાના પ્રવચનોના દાતા એક જૈન સાધુ છે એ મહાત્માના શુભ નામથી આજે જૈનો અને જૈનેતરો ખૂબ ખૂબ પરિચિત છે એઓ શ્રીમદ્‌ની વિદ્વત્તા, ગભીરતા, તલસ્પર્શિ વિવેચના, સચોટ વ્યાખ્યાનશક્તિ અને સાથે નિર્મળ ચારિત્રશીલતાએ આજે એ મહાત્માને અનેકોના હૃદયરાજ બનાવ્યા છે અનેકો એમની સેવા કરે છે અનેકો એમના નામસ્મરણમા આત્મકલ્યાણ અનુભવે છે તે પૂજ્યપાદ બાલ બ્રહ્મચારી, પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવર

વિ સં. ૧૯૫૨ મા પાદરા ( ગૂજરાત ) મા એક સાધારણ, પરન્તુ જૈનત્વની સુવિશિષ્ટ ભાવનાઓથી વાસિત કુટુમ્બમા જ્યારે એક પુત્રનો જન્મ થયો, ત્યારે ભાગ્યે જ કોઈએ ધાર્યું હશે કે-અનેકોના તારણહાર થવાનુ આ પુત્રના ભાગ્યલલાટમા આલેખાયુ છે બાલ કાલમા જ એમના પિતા સ્વર્ગવાસી થયા માતાને મન એ પુત્ર એજ જીવન હતુ સપત્તિ હતી માતાએ બાળકના જીવનને સસ્કારી અને તેજસ્વી બનાવ્યુ, તેમ જ તે બાળકના પિતાની માતાએ પણ બાળકના જીવનમા પવિત્ર સસ્કારો રેડયા. આવુ સુયોગ્ય વાતાવરણ હોય અને એમા પૂર્વ ભવના સસ્કારોનો ઉદય થાય, એટલે થોડી વયમા પણ

પરમાત્મમાર્ગ પ્રતિ ખેંચાવુ સ્વાભાવિક છે અને એથીજ આ બાળક સમાગમા હોવા છતા પણ એનું હૃદય કાઈક જૂદુજ શોધી રહ્યું હતું કોણ જાણે કેમેય-હૃદયને મંમારનું વાતાવરણ શુષ્ક ભામતુ

જૈન કુટુમ્બના બાળકોના જીવનસંસ્કાર જૂદાજ હોય છે બાનકાળથીજ એ રાગ અને દ્વેષના વિજેતા પ્રભુને પૂજનારા અને એ પ્રભુપથના પ્રવાસી નિર્ગ્રન્થ મુનિવરોની ભક્તિ કરનારા હોય છે લાખ્ખો, કરોડો, અબ્જો, અરે સામ્રાજ્યના માલિકો પણ આ પૂજન અને ભક્તિમા જીવનકલ્યાણ માને છે ત્યાથી જ જૈન બાળકના હૈયામા એક વાત રમ્યા કરે છે કે-જગતની વિપુલતમ સપત્તિ કિવા અમર્યાદિત મત્તા કરતાય એ સપત્તિ અને સત્તાનો ત્યાગ વધારે પૂજ્ય છે ત્યાથીજ એ ત્યાગભાવના એના હૈયામા જન્મે છે આજ કારણે ઘણી વાર સસ્કારી બાળકો પોતાના માતાપીતાની સમ્મતિથી બાળ વયે યાગી બની, ભવિષ્યના મહાન્ ત્યાગી ને ઉપકારી બને છે ઈતિહાસ ઉચ્ચારે છે કે-ભૂતકાળના યશસ્વી મહાત્માઓ બાનકાળથીજ વિરક્ત થઈ સમારત્યાગી બન્યા હતા વર્તમાનના ચમકતા સીતારાઓ પણ એનીજ સાક્ષી પૂરે છે અને ભવિષ્યમા થનાર મહાપુરૂષોના વર્ણનો પણ એજ સનાતન સત્યના એકરાર રૂપ છે આ કારણે જૈન સાહિત્યમર્ગોએ બાળદીક્ષાની મહત્તા ઉપર ભાર મૂકયો છે સુયોગ્ય વાલીની છત્ર છાયામા જૈનત્વના સસ્કાર પામેલ બાળક પૂર્વ સસ્કારોના બળથી વિરક્ત બને, દીક્ષા લે, અને વૈરાગ્યવર્ધક વાતાવરણમા સુયોગ્ય ગુરૂવર્ગની છાયામા જ્ઞાનાદિ પામે ત્યારે એની વિદ્વત્તા, પ્રભાવકતા વૈરાગ્યવૃત્તિ અને સચ્ચારિત્રતા ભલભલાને શિર ઝુમાવવા પ્રેરે એવી પ્રમન હોય એ તદ્દન સ્વાભાવિક છે અને આ સ્વાભાવિકતાના પૂરાવા તરિકે આ ગ્રન્થના કર્તાને પણ મૂકી શકાય

પ્રસ્તુત ગ્રન્થના રચયિતા બાલકાળથીજ શાસનસેવક બનવાના, આ રીતિએ અભિલાષી બન્યા હતા એ મહત્ત્વાકાક્ષાને જૈનત્વના સસ્કારોએ પોષી અને નિર્ગ્રન્થ સદ્દગુરૂઓના નિકટ પરિચયે વિકસાવી હૃદયમા દીક્ષા ગ્રહણ કરવાની-પ્રબળ ભાવના પેદા થઈ, અને આખર

એ ભાવનાની પ્રબળતાએ આચારનો વેગ પકડ્યો વિ સં ૧૯૬૯ માં અન્યગાર મહાત્માએ ગંધાર ( ગૂજરાત ) મુકામે સાધુદીક્ષા ગ્રહણ કરી

વીસમી સદીના પરમ પ્રભાવક, પાશ્ચાત્ય દેશોદ્ધારક, ન્યાયામ્ભોનિધિ તપોગચ્છાચાર્ય શ્રીમદ્ વિજયાનન્દસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજાના અનન્ય પટ્ટાલંકાર, પરમ પ્રભાવક આચાર્યદેવ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજાના પટ્ટધર, પરમ ગીતાર્થ આચાર્યવર્ય શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના પરમ વિનેય સિદ્ધાન્તમહોદધિ મહોપાધ્યાય શ્રીમત્ પ્રેમવિજયજી ગણિવરના શિષ્ય આ મુનિશ્રી રામવિજયજીએ, ત્યારથી દેહદમન દ્વારા આત્મસાધનાનો અને વિનય–શ્રમથી વિદ્યોપાર્જનનો માર્ગ ગ્રહણ કર્યો આ મહાત્માની તીવ્ર બુદ્ધિ, વિચક્ષણ સ્મરણશક્તિ, વિનયશીલતા અને દૃઢચિત્તતા પૂર્વકની પઠન પ્રવૃત્તિએ સૌને આકર્ષ્યા પૂ પરમ ગુરુદેવ અને ગુરુદેવની છત્રછાયામાં આ મહાત્માએ ખૂબ ખૂબ આત્મવિકાસ અને જ્ઞાનવિકાસ સાધ્યો.

આ મહાત્માના પહેલા જ પ્રવચને શ્રોતાઓને મંત્રમુગ્ધ બનાવ્યા એ વિવેચના અને એ પ્રભાવકતાએ ભાવિનો ખ્યાલ આપ્યો ઉજ્જ્વલ ભાવિ ડોકીયા કરી રહ્યુ ધીરે ધીરે એ શક્તિએ વિકાસ સાધ્યો અમદાવાદમા આ મહાત્માની વિશેષત પીછાન થઈ આજે અમદાવાદમા તેમજ બીજા અનેક શહેરો અને ગામડામા સેંકડો સ્ત્રીપુરુષો આ મહાત્માના પુણ્ય પ્રવચનોના પ્રતાપે જીવનસુધાર કરી રહ્યા છે

અમદાવાદના ત્રણ ચાતુર્માસ પછી ખંભાત અને સુરતના ચાતુર્માસ થયા ત્યાથી મુંબઈમા વસતા સેંકડો જૈનોના નિમન્ત્રણથી તેઓશ્રી વિ. સં. ૧૯૮૬ મા મુંબઈ પધાર્યા રોજ સહવારે થતા આ મહાત્માના પ્રવચનોમા હજારો સ્ત્રી પુરુષોની હાજરી રહેવા લાગી બહારગામના રહીશો પણ આ પુણ્ય પ્રવચનોનો લાભ લઈ શકે, એ દૃષ્ટિથી કેટલાક ભક્તોએ આ મહાત્માના પુણ્ય પ્રવચનો રિપોર્ટર પાસે લખાવીને છપાવવા માડ્યા અને એ સાપ્તાહિક ‘ જૈન પ્રવચન ’ આજે પણ સેંકડો વાચકોના આત્મિક આહાર રૂપ બની ગયુ છે રવિવારના

પ્રભાતે સેંકડો નેત્રો એની આતુરતા પૂર્વક રાહ જૂએ છે. આ મહાત્માનાં પુણ્ય પ્રવચનોનું જ પ્રકાશન કરવું, એ એનુ ધ્યેય છે. 'જૈન પ્રવચન' અઠવાડિક વિષે સખ્યાબધ વણમાગ્યા અભિપ્રાયો મળ્યા છે અને એ બધા આ મહાત્માની વૃત્તિ ને પ્રવૃત્તિ ઉભય તરફ ઉચ્ચ સન્માન દર્શાવે છે કેટલાય જૈનેતરો આ મહાત્માના પરિચયમા આવવા બદલ પોતાની જાતને ધન્ય માને છે સારા સારા વિદ્વાનો અને ધારાશાસ્ત્રીઓ પણ આ મહાત્માના પ્રવચનો સાભળી મત્રમુગ્ધ બન્યા છે 'આત્મધર્મ'ના જાહેર પ્રવચનને અન્તે **શ્રી. જમનાદાસ માધવજી મ્હેતા,** બાર એંટ લૉ–એ ઉચ્ચારેલા શબ્દો અને '**માનવજીવનની સાર્થકતા**'ના જાહેર પ્રવચનને અન્તે વીલ્સન કૉલેજના **પ્રોફેસર શ્રી મન્સુખલાલ જમનાલાલ દવેએ** ઉચ્ચારેલા શબ્દો, પ્રસ્તુત ગ્રન્થના વીસમે અને ચાલીશમે પાને અપાએલ છે આ શબ્દો, એજ વાચકને ગ્રન્થકાર મહાત્માની પ્રતિભાભરી પ્રવચનશક્તિ માટે કલ્પના કરવાને પૂરતા છે વધુમા એક વાર વયોવૃદ્ધ **સાક્ષરરત્ન શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,** આ મહાત્માના પ્રવચનનુ પાન કરવા આવેલા અને તે પછી તેઓએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય લખી મોકલેલો વાચકો એ ઉપરથી જોઇશે કે–આ મહાત્માના પ્રવચનો કેટલા પ્રતિભાસપન્ન છે વાચકોની જાણ ખાતર તેનો અત્રે ઉતારો અપાય છે —

**મુંબઇની સ્મૉલ કૉઝ કૉર્ટના માજી ન્યાયાધીશ દિવાનબહાદૂર સાક્ષરરત્ન કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો અભિપ્રાય.**

" મુનિ શ્રી રામવિજયજી મહારાજના વ્યાખ્યાનોની સોએ સો ટકા ખૂબી અને કીંમત તો તે વ્યાખ્યાનો સાભળવાથી સમજાય, વાચવાથી નહિં આ બાબતનો અનુભવ લેવા માટે મેં મુનિશ્રીના "ધર્મ" ઉપરના એક વ્યાખ્યાનમા ખાસ હાજરી આપી અને તેમના પ્રભાવશાળી વક્તૃત્વનો લાભ લીધો સચોટ, સરલ અને તરત હૃદયમા ઉતરી જાય તેવી શૈલી વાપરવામા એઓ એક્કા છે એમનો શ્રોતાવર્ગ મ્હોટે ભાગે કેળવણી, શીક્ષણ અને સંસાર–વ્યવહારની દૃષ્ટિએ જોતા પણ મધ્યમ વર્ગનો Middle class

તો હોય છે એટલે તેમના મન ઉપર અસર કરવા માટે વ્યાખ્યાનોની ભાષા બનતા લોકપ્રિય હોવી જોઈએ અને દૃષ્ટાંતો ક્હેવાથી સમજી શકાય તેવા અપાવા જોઇએ અને મુનિશ્રી ખરેખર તેજ ધોરણે વ્યાખ્યાન આપી શ્રવણ કરતા બેઠેલી મડળીના હૃદયમા પોતાના વિચારો સોસરા પેસાડી દે છે વચમા વચમા પ્રશ્નોત્તર પણ થતા જાય છે ગમે તવા કઠીન પ્રશ્ન એકાએક એમની સમક્ષ મૂકવામા આવે છે છતા પણ મગજનું સમતોલપણું ન ખોતા પોતાની વિચારશ્રેણિમા ત્રુટિ ન આવવા દેતા નૈસર્ગિક હાજર જવાબીના ગુણનો ઉપયોગ કરી તે પ્રશ્નનો પોતે ઉત્તર આપે છે પુસ્તક રૂપે તો એમના વ્યાખ્યાનોનો ખ્યાલ સારજ અપાય કારણ એમના બોલેબોલ એમની ભાષણ કરવાની છટા એમના મનના ભાવનુ પ્રદર્શન વિગેરે કાઇ ટાઇપમા મૂકી શકાય નહિ પરતુ એ સારનું પણ જે રીતે દોહન કરવામાં આવ્યુ છે તે પ્રશસનીય છે છપાયેલા વ્યાખ્યાનો જો મ્હોટેથી અને યોગ્ય જગ્યાએ ભાર દઈ વાચવામા આવે તો જાણે મુનિશ્રીનેજ સાભળતા હોઈએ એવો આભાસ થાય છે તેનુ કારણ એ છે કે બની શકે ત્યા વ્યાખ્યાન કર્ત્તાએ ઉચ્ચારેલા શબ્દો તથા બોલ સામગ્રી ગખવામા ઉતારી લેવામા લખી લેવામા આવેલા છે અને તેથી એ વ્યાખ્યાનોનું વ્યક્તિત્વ ( Individuality ) જળવાઈ રહ્યું છે વ્યાખ્યાનોમા કર્ત્તાએ આપેલો બોધ તથા જણાવેલી હકીકતનુ તેમજ હાલના જમાનામા થયેલી આચારોની શિથિલતા સાધુતા જાળવવાની આવશ્યકતા વગેરે જરૂરી વિષયોનુ બહુ સારી રીતે સ્પષ્ટીકરણ થયુ છે કટાક્ષરૂપે જે સમજે તેને એમણે સમત ચાબખા પણ માર્યા છે એમાની ઘણી હકીકત જૈન તથા જૈનેતર બન્નેને સરખી રીતે લાગુ પડે છે એટલે બ ને કોમને એ પ્રવચન વાચવાથી લાભજ થશે. મુનિશ્રીના પ્રવચન આવી રીતે સંગ્રહી રાખવાનો ખાસ પ્રયાસ સ્તુત્ય છે એમ કહેવાની જરૂર નથી

*

આ બધાય કરતા વાચકોની દષ્ટિ સ્હામે આ પુસ્તક ધરવામા આવે છે, તેજ પૂરતું છે વાચકો સ્વ. પોતાના જૈન કે જૈનેતરપણાના ભેદને ભૂલીને જો આ વાચશે, તો એ વિષે પોતાનો અભિપ્રાય બાધી શકશે તેમજ તેમને લાગશે કે—આ પુસ્તકમાથી તેઓ કાઇક નવિન, કાઇક જરૂરી પામી રહ્યા છે ગમે તેવા સુખદ કે દુ ખદ પ્રસંગોમા સાથી બનીને આ ગ્રન્થ એના વાચકને શાન્તિ આપશે. સુખમા મુઝાઇ ન જાય અને દુ ખમા સ્વત્વ ન ગુમાવી બેસે એનો કીમીયો આ પુસ્તકમા પરોપકારરસિક મહાત્માએ બતાવેલ છ

આ પુસ્તકમા આ મહાત્માએ આપેલા મુબઇ, અમદાવા૦ અને પાટણ ખાતેના જાહેર પ્રવચનોનો સગ્રહ કરવામા આવ્યો છે સંકડોએ સાભળેલા અને હજારોએ વાચેલા આ પ્રવચનો સંગ્રહ રૂપે બહાર પાડવાનો હેતુ એજ છે કે—એના વાચનના વ્યસનીઓ એને મ ાપ જાળવી શકે. ગ્રન્થ વિષે તો કાઇ કહેવાનુ છેજ નહિ ગ્રન્થ જ સ્વય કહેવાનું કહી દે છે અનુક્રમણિકામા પેજ હેડીંગો પણ આપવામા આવ્યા છે, કે જેથી વાચકની અનુકૂળતા વધે ગ્રુફશુદ્ધિ તરફ પણ પૂરતું લક્ષ્ય અપાયુ જ છે, છતા દષ્ટિદોષ—પ્રેસદોષ યાતો અન્ય કારણે જો કાઇ અશુદ્ધિ રહી જવા પામી હોય તે તરફ લક્ષ્ય ટોરી ભવિષ્ય માટે ચેતવવા વાચકને વિનતિ છે

ગ્રન્થકાર મહાત્માના મુબઇમા બે ચાતુર્માસ થયા વિ સ ૧૯૮૭ મા-ત્યાના સઘના આગ્રહથી યોગ્યતા વિચારી આ મહાત્માને ચતુર્વિધ સંઘની હજારોની એકત્રિત મેદની સમક્ષ તેઓ શ્રીમ૦ના પરમ ગુરૂદેવે વ્યાખ્યાનવાચસ્પતિ પદ ગણિપદ અને પન્યાસપદ પ્રદાન કર્યું મુબઇએ આ પ્રસગે આઠ દિવસનો ભવ્ય ઉત્સવ કર્યો આજે આ મહાત્મા અનેકના જીવનોમા પલ્ટો લાવીને આત્મિકતાનો પરિચય કરાવી રહ્યા છે એમનો ઉજ્વલ પન્થ અને એમનુ ઉજ્વલ જીવન આજે જૈનશાસનની ઉજ્વલતાની જ સાક્ષી આપી રહ્યા છે જૈન સાધુની મહત્તા અહીં આવીને અનેક જૈનેતરો જોઇ શકના છે આત્માનુવક્ષિ

જગત ઇચ્છે છે કે-એઓશ્રી દ્વારા મળતો દુર્લભ ઉપદેશ સારૂય જગત સાભળે

પ્રાન્તે—વાચકને વિનતિ છે કે કોઈ પણ જાતના કલુષિત વાતાવરણથી નહિ દોરવાતા એક વાર આ મહાત્માના પવિત્ર પરિચયમા આવ જરૂર એમાથી એ માઇક નવિન દીવ્ય પ્રકાશ પ્રાપ્ત કરશે

---

## અનુક્રમણિકા

### ૧. આત્મધર્મ · શરૂ પાનુ ૧.



### ૨. માનવજીવનની સાર્થકતા · શરૂ પાનું ૨૩.

## ૩. આત્મશુદ્ધિના ઉપાયો : શરૂ પાનું ૪૩.



## ૪. સુખનાં સાધન : શરૂ પાનું ૭૩.

## ૭. યુવાનોને શિક્ષણ : શરૂ પાનું ૧૫૭.



## ૮. ધર્મનું રહસ્ય : શરૂ પાનું ૧૭૯.

## ૯. સાત્વિક વિચારણા : શરૂ પાનું ૨૦૫.



## ૧૦ જૈન દીક્ષા અને પત્રકારો : શરૂ પાનું ૨૩૩.

## ૧૧. સન્યાસદીક્ષાપ્રતિબંધક નિબંધ : શરૂ પાનુ ૨૬૧.



## ૧૨. જૈનપણું શું અને શા માટે ? : શરૂ પાનું ૨૭૭.

સ્વર્ગસ્થ શેઠ કેશરીચંદ ખીમચંદ ઝવેરી



જેમના સ્મરણાર્થે તેમના ધર્મપત્નિ

ગંગાસ્વરૂપ કબલીબ્હેને

આ પુસ્તક છપાવવામાં આર્થિક મદદ કરી છે

મુંબઈની ધી યંગમેન્સ જૈન સોસાયટીના આશ્રય નીચે એક જાહેરસભા શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિશાળ હૉલમાં તા ૨ ૮ ૨૯ ને બુધવારે બપોરે બે વાગે બોલાવવામાં આવી હતી અને બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરનું 'આત્મધર્મ' વિષયક જાહેર પ્રવચન થયું હતું

જૈન કોમના આ ચમકતા સીતારાને જોવા ને સાંભળવા માટે જૈનો ઉપરાન્ત જૈનેતરો પણ સારી સંખ્યામાં વખતસર આવી પહોંચ્યા હતા હિન્દુઓ ને પારસીઓ ખાસ હતા પ્રારંભમાં ય જૈ સો ના સેક્રેટરીએ આમંત્રણ પત્રિકા વાંચી સંભળાવ્યા બાદ પૂ પ્રવચનકારશ્રીએ, પ્રભુસ્તુતિ રૂપ મંગલાચરણ કર્યા બાદ લગભગ બે કલાક સુધી મનનીય પ્રવચન સંભળાવ્યું હતું જેનું આ સારભૂત અવતરણ છે

પૂજ્યશ્રીના પ્રવચનની સમાપ્તિ પછી જાણીતા બેરીસ્ટર **મી** જમનાદાસ માધવજીએ પણ જ્ઞાનામૃતનું પાન કરાવવા બદલ ધન્યવાદ ઉચ્ચારી જે ટુંક વિવેચન કર્યું હતું તે પણ પૃષ્ઠ ૨૦ માં અપાએલ છે

[ ૧ ]

## આત્માને પીછાનો !

જડ અને ચેતન, એ આ જગત્‌મા બે મૂખ્ય તત્ત્વો છે આજે આપણે આત્માનો ધર્મ વિચારવાનો છે જડના ધર્મોનો અનુભવ તો આપણને પ્રત્યક્ષ છે અને તેના રંગ ગગમા ઝટ આકર્ષાઈ શકીએ છીયે પરતુ મૂખ્ય વસ્તુ જે આત્મા છે, તેને આપણે જોઈ શકતા નથી : અને તેથી તેનું સ્વરૂપ કેમ સમજાય અને તેના ધર્મની ખીલવટ શી રીતે થાય ?, તેનો આપણે આજે મૂખ્ય વિચાર કરવાનો રાખ્યો છે દુનિયાના સઘળા દર્શનકારોએ, આત્મા અને તેના ધર્મોનું થોડું યા ઘણું વર્ણન કર્યું છે જે દિવસે આત્મા અને આત્માનો ધર્મ શું છે તે સમજાઇ જશે, તે દિવસે જે આનદ, સુખ અને શાતિ અનુભવવામા આવશે તે ઔરજ હશે સઘળાને પોતાની વસ્તુનું ભાન થઇ જાય, તો સઘળી અશાતિ આજે નષ્ટ થઇ જાય

'આત્માનો ધર્મ શું હોઇ શકે અને તેને ખીલવવા શું કરવુ જોઇએ ?'–એ જાતિનું અર્થીપણું જ્યા સુધી નહિ જાગે, ત્યા સુધી આત્માનો સાક્ષાત્કાર નહિ થાય પણ તે એકદમ શક્ય નથી છતા જો ધીમે ધીમે–વિચાર કરતા કરતા–સદ્ગુરૂના સહવાસમા આવી, શાન્ત ચિત્તે બાહ્ય પદાર્થોમાથી ચિત્તને ખસેડી, ચોવીસ કલાકમા એકાદ ઘડી પણ પોતાના સ્વરૂપનો રોજ વિચાર કરવામા આવે, તો તેની ઝાખી થયા વિના રહે નહિ દરેકે એટલુ તો કબુલ કરવુ પડશે કે–'શરીર એ આત્મા નથી આત્મા શરીરથી ભિન્ન છે શરીરને અહીં મૂકી આત્માને જવું પડે છે ' આત્મા, આ લોક અને પરલોક, એ બધી વસ્તુઓ બુદ્ધિ અને યુક્તિથી સગત થાય એવી છે એકજ ક્ષણે ઉત્પન્ન થયેલા આત્માઓમા પણ ભિન્નતા શાથી માલૂમ પડે છે ? એક સાગ કુટુંબમા તો એક અધમ કુટુંબમા, એક મદબુદ્ધિવાળો તો બીજો તીવ્ર બુદ્ધિવાળો, એકમા શક્તિયો વિકસેલી હોય ત્યારે બીજામા તે શક્તિઓ વિકસાવવા વર્ષો જોઇએ, એનું કારણ ? જરૂર એમા કાઇ ને કાઇ પૂર્વના યોગ, પૂર્વના સસ્કાર અને સામગ્રીઓ જોડાયલી છે એને લઇનેજ ભિન્નતા છે શરીરથી આત્મા જૂદો છે શરીરના ધર્મો, એ આત્માના ધર્મો નથી એ સિદ્ધ છે ચોવીસે કલાક આપણે શરીરના ધર્મો ખીલવવા બેસીએ, તો શરીરના માલીકની શી હાલત થાય ? શરીરને એક દિવસ મને કે કમને અવશ્ય છોડવુ પડે છે, એ ચોકખા અનુભવને દ્રષ્ટિમા ન લઇયે તો પરિણામ શુ આવે ? આ જીવનમા આત્માને ન પીછાની શકયા–કરવા જોગુ ન કરી શકયા, તો દરેક દર્શનકારોએ

માનવ જીવનની જે મહત્તા આંકી છે તે સફળ શી રીતે થાય ?

## ભવિષ્યને ન ભૂલો !

જે જાતિનો વિવેક, જ્ઞાન અને બુદ્ધિનો સદુપયોગ અહીં મનુષ્યપણામા થવો જોઇએ તે ન થાય, તો તે કરવા માટે બીજુ એકેય સ્થાન નથી જ્યાસુધી આત્મા અને આત્માનો ધર્મ ન સમજાય, ત્યા સુધી સૌ પોતપોતાની ફરજ યથાસ્થિત બજાવી શકવાના નથી જે દિવસે સૌ સૌની ફરજ સમજી જશે, તે દિવસે વિગ્રહ આપોઆપ શમી જશે ફરજ નથી સમજાતી તેનુ કારણ કે–'આત્મતત્ત્વ ભૂલાઇ ગયું છે 'મ્હારે આ શરીર છોડીને જવાનું છે'–તે ખ્યાલ કે જે જીવતો જાગતો રહેવો જોઇએ, તે આજે બુઝાઇ ગયો છે 'અહીંથી ગયા પછી શુ થશે ?'–તેની ચિંતા નષ્ટ થઇ છે અને એને સ્થાને આજે તો કેવલ વર્તમાન કાળની ચિંતાએ સ્વામિત્વ લીધુ છે ' દરેક તત્ત્વવેત્તાઓએ સ્વીકાર્યું છે કે–'ભવિષ્યમા સુખી થવુ હોય તો વર્તમાનના કષ્ટની ચિંતા ન કરો !' કેવળ વર્તમાનની દૃષ્ટિએ તો સારાસારનો વિવેક આપોઆપ નષ્ટ થઇ જાય છે વર્તમાનમા ચાહે તેવી સ્થિતિ હોય, પણ–'ભવિષ્ય શું ?'–તેનો પહેલો વિચાર કરવો જોઇએ વ્યવહારમા પણ વેપારી ભવિષ્યના લાભ માટે ઓછી આપત્તિ ખેડે છે ? તેના મન, વચન અને કાયા ચોવીસે કલાક કયા ચિંતવનમા રહે છે ? મનુષ્યને જે ભવિષ્યનો વિચાર કરવાનો હતો, તે મૂકીને કેવળ વર્તમાનને વળગે, તો તે પોતાની ફરજમાથી ચ્યુત થાય છે અને અનેક જાતિના અનિષ્ટો સ્વયમેવ ઉત્પન્ન થાય છે



આા.

અનતશક્તિનો માલીક આત્મા, જે જાતિની ચિંતા, વિકલ્પો, તથા પાર વિનાની આધિ, વ્યાધિ અને ઉપાધિ અનુભવી રહ્યો છે, તે નષ્ટ કરવા માટે એકવાર દીર્ઘદર્શિ બનવુ પડશે ભવિષ્યના વિચારક થવુ પડશે બાકી વર્ત્તમાનની ક્રિયાઓ–પેટ ભરવુ, બાળબચ્ચાને પાળવા, ક્યા બેસવુ–ઉઠવુ, ક્યા સુવુ, તે કયો આત્મા નથી કરતો ? મનુષ્ય જેને તુચ્છ જતુઓ માને છે, તે પણ પોતાને રહેવાને સ્થાન બનાવી લે છે વર્ત્તમાનની જરૂરીયાતને એકત્રિત કરે છે આપત્તિ સમયે નાશભાગ કરે છે એવી રીતે વર્ત્તમાનમા કાઇ ને કાઇ મેળવી લેવાની ભાવનાઓ સામાન્ય જતુઓમા પણ મૌજૂદ છે તેવીજ રીતે જો મનુષ્યો પણ બહારના રગરાગમાજ આબાદી અને વર્ત્તમાન મોજશોખમાજ આનદ કલ્પી લે–એમાજ સ્વર્ગ અને મોક્ષ કલ્પી લે, તો તેવા આદમીને ગમે તેવા ધર્મશાસ્ત્રો પણ કેવળ બોજારૂપ લાગે ! એને તો એકજ વર્ત્તમાનનુ સુખ જોઇએ અને તે બતાવનાર શાસ્ત્ર મળે તો ખૂશી ! ! તેવા સલાહકાર, હિતૈષી અને મિત્રો મળે તો ખૂશી ! ! ! પણ કોઇ કહે કે–'ભાઇ ! પછી શુ ?' એમ કહેનારને ઝટ કહી દે કે–'અમે આનદ કરતા હતા તેમા વચ્ચે ક્યા પત્થર ફેંકયો ? અમે અમારા સુખમા લીન હતા, ત્યા વળી વચ્ચે આ ચિંતાનું ધાધલ ક્યા ઉભુ કર્યું કે–'ભવિષ્યમા શું ?'

## હિતૈષી તરફ ક્યારે સદ્ભાવ જાગે ?

આ આત્મચિંતાને ધાધલ અને દોષરૂપ માની લીધી, એટલે એક મોટી ખામી એ આવી કે–' પોતાના દોષ સાભ

ળવાની શક્તિ નાબૂદ થઇ અને તેથી ગુણોને આવવાનું દ્વાર 'બંધ થયું : હુંપદ વધી જવાથી શિષ્ટ પુરૂષોનો સમાગમ, તત્ત્વની ગોષ્ટી,-એ બધું નાબૂદ થયું.' આપણામાં ખામી છે, એ સમજીએ એમાં આપણો ઉદય કે આપણા ગુણો કોઇ સંભળાવે એમાં આપણો ઉદય ? આજે ઘણે ભાગે એ દશા છે કે-'પોતાની ખામી સાંભળવાની તાકાદ રહી નથી : કોઇ ખામી કહે તો જુલમ લાગે છે.' પણ જ્યારે આત્મભાન થશે, ત્યારે તો-જો કોઈ પોતાની ખામી દર્શાવનાર મળશે, તો તેનો ઉપકાર માનવાની ભાવના થશે. આ દુનિયામાં ખોટા યા સાચા કે છતા યા અછતા ગુણ ગાનારા તો બહુ મળી રહે છે : કહેશે કે-'ખાડામાં એ પડશે, મ્હારે શું કામ ખોટા બનવું ?'

( પ્રશ્ન: ખોટા બની ખામી બતાવે કોણ ? )

કડવા ઔષધના ઘુંટડા તો માજ પાયને ? અને બચ્ચાંની લાત તથા તિરસ્કાર પણ મા હોય તેજ સહેને ? બધું સહન કરીને પણ દવા પાવાની તૈયારી માજ કરે. એને મન બચ્ચાંની લાત, તિરસ્કાર અને ગાળો,-એ પણ આનંદનો વિષય છે. મા સમજે છે કે-'એનામાં પેઠેલો રોગ નાશ કરવાની દવા એકવાર પેટમાં ચાલી જાય તો ઘણું છે.' એનામાં એનું જીવન રહેલું છે. એવીજ રીતે સામાની ખફા મરજી વ્હોરીને પણ તેની ખામી દર્શાવવા પ્રયત્ન કોણ કરે ? સાચો હિતૈષી હોય તેજ કરે. ખામી બતાવનાર જ્યારે હિતૈષી લાગે, ત્યારે ખામીયો ક્રમે ક્રમે દૂર થાય. આ બધી સ્થિતિ લાવવા માટે વર્ત્તમાનને કડવો પણ બનાવવો પડશે.



ખામી જોવા અને સાંભળવાની દરકાર પેદા થશે ત્યારે-'સત્ય ક્યા છે ?'-તે શોધવા માટે સહેજે જિજ્ઞાસા પેદા થશે : ત્યારે સમજાશે કે-' મ્હારા આત્માનો સુધારો કરવો હોય, તો મારામાં રહેલી ખામીયો સમજવી જોઇએ .' અને એમ થશે એટલે એને એની ખામી બતાવનાર તરફ સદ્ભાવ, સન્માન અને ભક્તિ જાગૃત થયા વિના નહિ રહે

ઉત્તમ ભાવનાઓ શાથી નાબૂદ થાય છે ?

શરીરમાં સ્હેજ વ્યાધિ થાય તો ઝટ ચિકિત્સક પાસે જઇએ: વૈદ્ય જો એને-'ભયંકર દર્દ છે'-એમ કહે તો-'કેમ બચવું ?'-એ પૂછીયે વૈદ્ય કહે કે-'બચવા માટે બધી સ્વતંત્રતા મૂકી દેવી પડશે : અમારે તાબે થવું પડશે : દર્દે ઘર કર્યું છે : અત્યાર સુધી પાંચે ઇંદ્રિયો જે માગતી હતી તેની પુંઠે ઘસ્યે જતા હતા, ખાવા પીવામાં મરજી મુજબ વર્તતા હતા, પણ હવે એવા દરદના પંજામાં ફસાયા છો કે-એમાંથી બચવું હશે તો તમારી ઇચ્છાને બાધી મૂકવી પડશે ' તો શરીર માટે આ બધું થાય છે. શાથી ? એને પોતાનું માન્યું એથી ! એની આબાદીમાં પોતાની આબાદી માની એથી ! ! પણ જ્ઞાનીયો કહે છે કે-એને ગમે તેટલું સાચવવામાં આવે તો પણ એક દિવસ પડી જવાનું છે' છતાં શરીરના રોગ માટે આટલી બધી કાળજી અને આત્માના રોગો માટે કાંઇ નહિ ? આત્મા જે આપણે પોતે છીયે, જે શાશ્વત્ છે, જે કાયમ રહેવાવાળો છે, તે જે જે રીતે

ખરાબ બનતો જાય છે, એને સુધારવા માટે ચિકિત્સક જોઇશે કે નહિ? દર્દીનો વૈદ્ય ખાનપાન મૂકાવે છે, ત્યારે આત્માના રોગ માટે કંઈક આગળ વધવું પડશે કે નહિ? જેવા રોગ તેવો પ્રયત્ન. અત્યારે શુદ્ધ જીવન ખવાતું જાય છે: શુદ્ધ સંસ્કારો ઘસાતા જાય છે: તે અનુભવની બહાર નથી. પૂર્વે પુરૂષોની ઉત્તમ ભાવનાઓ વિચારો! જેમને તમે તમારા મહાપુરૂષો માનો છો, તેઓ પોતાના ઘોર દુશ્મનો–અપકારીયો પ્રત્યે પણ ઉપકારની ભાવના રાખતા હતા. એ ભાવનાઓ નાબૂદ થતી જાય છે, એ પ્રતાપ કોનો? આચારશુદ્ધિ નથી: વિચાર સુધાર્યા વિના વિવેક આવે નહિ: વિવેક વિના હેય, ઉપાદેયનું ભાન થાય નહિ: તે થયા વિના અંતરંગ શત્રુઓનો જય થાય નહિ: અને આંતર શત્રુઓનો જય કર્યા વિના સુખની પણ પ્રાપ્તિ નથી.

<u>ભાવના સુખ મેળવવાની અને કાર્યવાહી એથી જૂદી!</u>

અમારે દુ:ખ તથા અશાંતિ ન જોઇએ અને આબાદી, સુખ તથા સંપત્તિ જોઇએ, તો તે કાંઇ રસ્તા વચ્ચે રખડે છે કે મળી જાય? એના માટે તો કાર્યવાહી પણ તેવીજ જોઇશે. અંતિમ સમયે હીરાના હાર, કુટુંબપરિવાર અને ધન ધાન્ય, એ બધાથી શાંતિ વળવાની નથી. આપત્તિના સમયમાં મુંઝાવા ન દે અને આનંદમાં રાખે એ ચીજ કયી? એક કવિ કહે છે કે:—

"धर्मस्य फलमिच्छन्ति, धर्मं नेच्छन्ति मानवाः ।
फलं पापस्य नेच्छन्ति, पापं कुर्वन्ति सादराः ॥१॥"

'મનુષ્યો ધર્મના ફલને ઇચ્છે છે. ધર્મને નહિ! અને પાપના ફલને ઇચ્છતા નથી, પરન્તુ પાપ કરે છે આદરપૂર્વક!!'

ધર્મનું ફળ–સુખ, સંપત્તિ અને આબાદી, એ સૌ ઇચ્છે છે, પણ કહેવામાં આવે કે–'ધર્મ કરો!'–તો કહે કે–'શરીર અનુકુળ નથી: સંયોગો પ્રતિકૂળ છે: ટાઇમનો અભાવ છે: આળસુ છું! કાંઇક મર્યાદામાં હોય તો તે આ પ્રમાણે કહે, પણ મર્યાદા મૂકીને ધર્મથી વિરૂદ્ધ થઈ બેઠેલા બીજા તો કંઇ બીજું જ કહે: તે આપણે જોવું નથી અને પાપનું ફળ–અશાંતિ, દુઃખ તથા રીબામણ, એને કોઈ હૃદયથી ઈચ્છતું નથી આજ તો કહે છે કે–'આધિ ને વ્યાધિ ન જોઇએ, પણ ઉપાધિ જોઇએ' આધિ એટલે મનની પીડા ને વ્યાધિ એટલે શરીરની પીડા: એ ન જોઇએ, પણ એ બેને ઉત્પન્ન કરનાર ઉપાધિ મૂકવાની વાત નહિ. મૂકવાની વાત તો દૂર રહી, પણ તે મેળવવાની આશા પણ છોડાય નહિ: આશા છોડવાની વાત તો ઘેર ગઈ, પણ તે મેળવવામાં અનીતિનીય પ્રશંસામાં પણ ડર નહિ: અનીતિનો ડર તો ઘેર ગયો, પણ આજે તો અનીતિની પ્રશંસામાં પણ શરમ નથી આવતી! ઉલટું એમ કહે કે–'કેવો હુંશિયાર? કેવો તાલબાજ? મારી અનીતિ બીલકુલ કોઈ કળી શકયું?' તેને કોઈ કહેવા જાય કે–'આ બધું શાના માટે?' તો જવાબ દે કે–'બેસો, તમે શું સમજો? તમારે અમારી વચ્ચે આવવું નહિ એક વાર કીધું તે કીધું, પણ હવે તમારૂં

માન નહિ જળવાય !' ભાગ્યશાળી ! આ વસ્તુના પરિણામ જૂઓ આસ્તે આસ્તે પાપ વધતું ચાલ્યું આજે સામાન્ય મૃષાભાષણ, બોલેલુ ફરી જવું, દોષોની વૃદ્ધિ, લોભ, લાલચ, મમતા, ભોગ, ભોગસુખની ભાવનાઓ,–એ બધા દોષો જડમૂળથી વધતા વૃક્ષરૂપ થવા માડયા છે પાપનુ ફળ ન જોઇએ અને પાપ કરવાનું આદરપૂર્વક ! દશા એ થવા માડી કે–જે પાપભીરૂતા હતી તેનો નાશ થયો પાપનો ભય જાય ત્યા ધર્મનો પ્રેમ શી રીતે થાય ? સન્માર્ગને આરાધવા તૈયાર થયેલા પુરૂષોના જીવન જૂઓ ! તેઓને પાપનો ભય કેટલો હતો ? 'કોઈપણ પ્રાણીને મ્હારા તરફથી તકલીફ ન થઈ જાય કોઇનું પણ ભૂડુ ન થઈ જાય .' આ એમની ભાવના હતી

ચાર ઉત્તમ ભાવનાઓ !

૧ **મૈત્રી**–જગતમા મારો કોઈ દુશ્મન નથી કદાચ હો તો તેનુ પણ ભલુ થાવ . એ પરહિત ચિંતનરૂપ મૈત્રી ભાવના પારકાના હિતની ચિંતાવાળાને હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અને પરિગ્રહ એ કાયમ ખાતે ખટકે ખરા કે નહિ ? હિંસામા પરને પીડા મૃષામા પરને પીડા· ચોરીમા અને વ્યભિચારમા પણ પરને પીડા તથા પરિગ્રહ પણ પરને પીડા વગર આવતો હશે ? એ તો તમે જાણો છો આ પાચે ચીજ પારકાના હિતની ચિંતાની ભાવનાથી તરબોળ થએલા આત્માને ખટકે કે ગમે ? દુશ્મનનુ પણ ભલુ થાવ,

એ એની ભાવના છે કદાચ ગૃહસ્થને, અપરાધીની શિક્ષા કરવી પણ પડે, છતા તેમાંય તેનું બૂડુ તો તે નજ ચિંતવે તેને શિક્ષા કરે એ પણ સુધારવા માટે ! મૈત્રીભાવનાવાળો આત્મા જે પાંચે વસ્તુ પારકાની પીડા સાથે જડોવાયલી છે, તેનાથી અલગ થવા પ્રયાસ કરે

*

૨ પ્રમોદ-કોઈના પણ ગુણ જોઈને આનદ થાય: દુશ્મનના પણ ગુણને જોઈને હર્ષ થાય આવા ગુણ બીજામા વધે તો સારૂં. એવો ગુણનો પક્ષપાત, તેનું નામ પ્રમોદભાવના

*

૩ કરૂણા-એટલે ગુણહીન, દોષવાન્ અને દુઃખમાં પડેલા આત્માને જૂએ તે વખતે કરૂણાભાવના જાગે. હીનગુણી, અલ્પગુણી યા દોષવાળો આત્મા તેની નજરે પડે, ત્યારે તેના હૃદયમાંથી કરૂણાનો ઝરો વહે કરૂણાવાળાને સેવાભાવના સહજ હોય શિખામણ દેવાની વૃત્તિ જાગે ઉગ્ર થઇને પણ જો સામાને દોષથી મૂક્ત કરી શકાતો હોય તો તેમ કરે જેમ વૈદ્યે નિષેધેલી ચીજ દરદી લેવાને આતુર થયેલો હોય અને તેનાથી તેની જીદગી જોખમમા આવતી હોય, તો સગામાં સગી મા, સ્નેહી પિતા યા સાચો સાથી તેને શુ કરે ? લેવા દે નહિ, લીધી હોય તો ઝુટવી લે, અરે મ્હોઢામાં

સાચો ઉપકાર તેજ કરી શકે, કે જે આ પાચે ઉપાધિના સહવાસથી મુક્ત થાય એ પાચે વસ્તુનો મહવાસ આત્માને મલીન કરનાર છે દરેક દર્શનકારો-ધર્મના સ્થાપકો અને પ્રરૂપકોએ, જગતના ભલા માટે એ પાચેનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે શાસ્ત્ર કહે છે કે-મોટો શહેનશાહ હોય, છ ખડનો માલીક ચક્રવર્તી હોય, એ પણ આ ચાર ભાવ નાથી તરબોળ થએલો એક રક પણ જે આત્મિક આનદની આખી મેળવી શકે, તે મેળવવાને અસમર્થ છે

આજનું વ્યાખ્યાન શા માટે ?

શરીર મૂકીને જવાનું એ નક્કી છે મમતા ઉતરી હોય તે ઈચ્છાયે મૂકી શકે મમતા ન ઉતરી હોય તેને અનિચ્છાએ પણ મૂકવાનુ એની રક્ષા માટે જેટલા પ્રયત્નો થાય છે તેટલા આત્મા માટે થાય છે ? નથી થતા. પણ એ પ્રયત્નો કરવા જરૂરી છે, એ સમજાવવા માટે આજનું આત્મધર્મનું વ્યાખ્યાન છે દુનિયાની કળાઓ શીખવાની શાળાઓ, પાઠ શાળાઓ હોય છે શરીરની ખબર-અતર પૂછનારા હોય છે વેપારની સલાહો આપનારા-વ્યવહારની શીખામણો આપ નારા મલી રહે છે અમારે આનો વિચાર કરવાની જરૂર નથી એમા ઓછુ કરતા હો તો મળતું નથી-સયોગો નથી એથી ! પણ એ મેળવવા માટે તો શક્તિ, જ્ઞાન, વિજ્ઞાન બધું ખર્ચાયે જાય છે ટાઈમટેબલો રખાય છે ! ! મિત્રો પણ એના, સહવાસ પણ એનો અને એ વસ્તુના ચોપડાયે કીટ પણ ગુણ

અને દોષનો સરવાળો કોઈ દિવસ કર્યો છે? દુનિયામા જન્મીને સારૂ કેટલુ કર્યુ?, ખોટુ કેટલુ કર્યુ?, દાન કેટલુ દીધુ અને લુટ કેટલી ચલાવી? એમ ન કહેતા કે-બધાને લુટારા કહ્યા! જે કહેવાય છે તે હિત માટે દુર્ગુણ હોય તેને કાઢવા માટે, ન હોય એને ન આવવાની કાળજી રહે તે માટે ન હોય તો અમને તો આનદ પણ અમારી ફરજ અમે ન ચૂકીયે એ ફરજ માટે હુ પૂછુ છુ કે-સદાચાર કેટલો કર્યો? અનાચાર, દુરાચાર કેટલો સેવ્યો? સહિષ્ણુ કેટલા બન્યા? ધાધલીયા કેટલા થયા? વિષયમા આસક્ત થયા કે વિરક્ત? ઇદ્રિયોને આધીન થઈ અયોગ્ય કાર્યવાહી કરી કે ઇદ્રિયો ઉપર જીત મેળવી અયોગ્યથી બચ્યા? બીજાનું ભલુ કર્યું કેટલુ અને ભૂડુ કેટલુ ચિતવ્યુ? એક કવિએ કહ્યુ છે કે-'ज्ञानेन हीना पशुभि समाना ।' જ્ઞાનવિના પશુ સમાન પશુ કહીએ તો શીંગડા અને પુછડા જોઇએ એટલે કહ્યુ કે-'शृगपुच्छविहोना ॥' આમા શુ કવિને મનુષ્યજાતિનું અપમાન કરવાનો કે ગાળ દેવાનો આશય છે? નહિજ કવિનો આશય તો એ છે કે-મનુષ્યને મનુષ્યપણાનો ખ્યાલ આવે પોતાના સ્વરૂપને સમજે મનુષ્ય છતા પશુપણુ આવે તો બચી જાય કહેવાનો આ એકજ ઈરાદો છે ખામી બતાવનાર તરફ સદ્ભાવ નથી જાગતો ત્યા શું થાય? પરવસ્તુમા લાગેલી લીનતા અને મારાપણું ખસેડી, સ્વસ્વરૂપ તરફ આત્મા વળે તેના માટે આ બધો પ્રયત્ન છે

## જીવનને સુધારવાની તૈયારીઓ કેટલી કરી?

જ્યા સુધી ચેતન અને જડ બે મૂળ તત્ત્વો છે, એ માથી જડ પ્રત્યે અરૂચિ ન થાય, જડ વસ્તુ જાય તો શોક અને આવે તો આનંદ–જાણે સુખનો દાતા એજ ન હોય !, એ બુદ્ધિ ન મટે તથા જડ પદાર્થોને લાવવા અને સાચવવાની ચિંતામા ને ચિંતામા જીવન પસાર થઇ જાય, ત્યા સુધી સત્ય શી રીતે પમાય? ત્યારે કોઈ પૂછે કે–'સાધ્યુ શુ ?' ત વખતે એમ કહેશે કે–'પાચ બગલાઓ બાધ્યા અમેરીકા અને જાપાન સુધી પેઢીયો ખોલી લીમીટેડ કંપનીઓના હેડ થયા?' પણ એમા તારૂ શુ? આ કઈ જીવનને સુધારવાની તૈયારી છે? એની જીંદગીના સરવૈયામા આજ વસ્તુ? તત્ત્વ જેવી કોઇ ચીજ નહિ? વારસામા વારસોને અનુકરણ કરવા જેવુ કઈ નહિ? તેઓ પણ પૂછશે કે–'અમારા વડીલોએ અમારા માટે મૂક્યુ શુ? વડીલોની ...તાન પ્રત્યે શુ ફરજ છે? મારા બાગકમા એક પણ દોષ ન ઘુસી જાય, એની પૂરેપૂરી કાળજી રાખવાની છે પગમા કાંટો વાગે તો કાંટાથીયે તીણી સોય ઘાલે, તેનાથીયે ન નીકળે તો કપાવે, લોહી કાઢે, પછી પત્થરાથી કૂટે શાથી? પાક ન થાય આટલો કાંટો પણ જો પગમા રહી જાય તો શરીરને બગાડે, સડો લાગે ને પ્રાણ જાય! આ વસ્તુનો અનુભવ કરવો છે? એક પણ દોષ ઘુસી ગયો, તો તે રૂપ કાંટાને કાઢવા કોઈ દિવસ મહેનત કરી? વિષ ખાવાથી પ્રાણ જાય છે, એ સાભળીને માનો છો કે અનુભવીને? પાપના અખતરા ન હોય! નાશકારક વસ્તુ

## આ જમાનામા ધર્મ કાલે કરીશું એમ કહેવુ વ્યાજબી છે ?

આજે એક એવી જાતની છાયા પડી ગઈ છે કે–' આ ટાયલા જેવી વાતોમા ફાયદો શો ? રાજ્ય, ઋદ્ધિ, સિદ્ધિ, પાચ લાખ, પચીસ લાખ કેમ મળે તેવી વાતો કરો !' હુ કહું છુ કે–' અર્થકામની લાલચ બતાવીને આખી દુનિયાને પોતાની અનુયાયી બનાવવી હોય–તેના માટે પ્રાણ પાથર નારી બનાવવી હોય, તો તેમા મહત્તા નથી જેને જે ઇચ્છી રહ્યા છે, તેને તે માર્ગે વાળવા તેમા વિશેષતા શી છે ?' દેવ, ગુરૂ અને ધર્મની વાત આવે ત્યા કહે છે કે–'મૂકને પચાત ! એ બધુ ડોકરાઓોને સોપો' હુ એમ પૂછુ છુ કે–'ઘરડા થયા થયા પછી મરવાનુ છે કે વચમા પણ મરવાનુ છે ?' સમજો છે કે–માતાના ગર્ભમા પણ કાળ આવે જન્મતી વખતે–પાચ, પચીશ યા પચાસ વર્ષે પણ આવે કોઇ એવો ટાઈમ નથી કે જે ટાઇમે કાળ ન આવે કાળ કાઇ નોટીસ આપવા નથી આવતો આજે તો રોગ બી એવા થયા છે કે–આજે સમો ને હાર્ટ ફેઇલ ! દર્દો પણ એવા ભયકર કે–જેના નામ પહેલા કદી ન સાભળ્યા ! તો પછી આ જમાનામા ધર્મ કાલે કરીશુ, એમ કહેવું તે કેટલુ બધુ હમ્બગ છે? આટલુ ધ્યાન રાખવાનું છે કે–કાળનુ ચક્ર ઘુમી રહ્યુ છે ઠીક છે, બધો ત્યાગ ન બને તો થોડો થોડો કરતા રહેવું ભલે મરણ આવતું, એમ કહેવુ એ મૂર્ખતા છે એમ ક્યારે કહેવાય ? પીઠ બળવાન હોય તો ! બાહોશ રહેવુ એ વ્યાજબી, પણ બેહોશ બનાય ? મરવાનો ડર નહિ એ કોના માટે ? પુણ્યા ત્માધર્મ

અમને શુ ? તમારામા અગત્ય જઈએ તો અમે અમારી ફરજથી ગણીએ અમારે એક જ જોવાનુ કે—તમે કોણ ? અર્થ કામમા ખરડાયેલા, આસક્ત થયેલા તેમાથી તમને બચાવ વાનો પ્રયત્ન અમારે કરવાનો મામો બચ કે નહિ, પણ પ્રયત્ન કરનારને તો લાભ જ છે જ્યા સુધી અમારામા ઉપકારબુદ્ધિ હોય, ત્યા સુધી અમે અમારી ફરજથી નવી ચૂકયા આ જીવનમા અર્થકામની પ્રવૃત્તિ, એ જીવનને દોષિત કરનારી છે વૈરવિરોધ વધારનારી છે દુનિયાના પરમ ઉપકારીઓએ એક જ કહ્યુ કે 'સુખી બનવુ હોય તો એવા બનો કે તમારી પ્રર્વાહીથી કોઈને પણ દુખી કરનાર ન નિવડો !' આ કયારે બને ? હિંસાદિ અર્થનો ત્યાગ થાય ત્યારે ! એક વિષયવાસનામાથી સઘળો દુર્ગુણો આપોઆપ પ્રગટ થાય છે એક રાગ, એમાથી દ્વેષ, ક્રોધ, પ્રપચ ! જ્યા સુધી કે જેની સીમા—મર્યાદા—અવધિ નહિ ! માટે તનાથી ચોકો, ચેતો અને વળો ! શરીરની મમતામાથી છૂટી આત્મા તરફ ધ્યાન આપો, તો ઘણુ ઘણું મેળવ્યુ એમ કહેવાય

— શ્રી જમનાદાસ માધવજી મહેતા :—

પૂજ્ય ગુરુદેવનુ આ વિષરે પ્રસ્તુત પ્રવચન સમાપ્ત થયા બાદ આ સભામા હાજરી આપનારાઓ તરફથી શ્રી જમનાદાસ બાર એટ-લા એ જણાવ્યુ કે—મારે માઈ બોલવાનું • હોય નહિ હુ પણ તમારી જેમ સાભળવા શીખવા અને સમજવા આવ્યો છુ મહારાજશ્રીએ કહ્યુ તેમ સંસારની અનેક વિષ બનાઓને લીધે હું આજે મોડો આવી શકયો છુ છતા પણ એક કલાક સુધી જે બોધજનક ઉપદેશ સાભળ્યો છે, તે વિદ્વાનોને પણ

કબુલ કરાવનાર છે. હજુ પણ વ્યાખ્યાન આગળ ચાલત તો હું ન થાકત. જેઓએ આ વ્યાખ્યાન સાંભળવા માટે નિમંત્રણ પત્રિકાઓ કાઢી છે અને હજારોને જ્ઞાનામૃતનું પાન કરાવીને તૃપ્ત કર્યા છે, તેઓને હું ધન્યવાદ આપું છું. આવો ઉપદેશ સાંભળવો, એ જીંદગીનો એક અજબ લ્હાવો છે. હું જો કે એક રાજદ્વારી છું, ફીલોસોફીને બહુ સમજતો નથી, છતાં જે સમજ્યો છું, તે પરથી હું કહીશ કે–આ ભાષણ આગળ ચાલ્યું હોત તો વિશેષ લાભ થાત.

આગળ ચાલતાં એમણે જણાવ્યું કે–હાલમાં હું અપ્ટન સીંકલેર, જે આ વીસમી સદીના આગેવાન નવલકથાકાર છે, તેની નૉવેલ હું વાંચું છું. તેમાં બે મજુરનાં અમેરીકામાં ખુન થયેલાં તેનું ચિત્ર આપ્યું છે. તે ચિત્રનો જે ઉદ્દેશ છે અને આ ભાષણનો જે ઉદ્દેશ છે, તેની હું ૧॥ કલાકથી સરખામણી કરી રહ્યો હતો. પૂર્વના જ્ઞાનીયો અને આ વીસમી સદીના જ્ઞાનીયો શીખવે છે, તેમાં શું ફેર છે? બન્નેની ભાવનાઓમાં વર્તમાન સ્થિતિ અનિષ્ટકારક છે, એવો અભિપ્રાય છે. તેને સુધારી વધારે સુખ થાય એવી ઇચ્છા છે. પણ વિશેષતા એ છે કે–વીસમી સદીના લેખકોનો ઉદ્દેશ એ છે કે શ્રીમંતો અને બધા સરખા થાય: એક સુખી અને નવાણું દુઃખી છે, તે સોયે સો સુખી થાય: એક લહેર કરે છે તેમ સોયે સો લહેર કરે: પણ ભવિષ્યમાં આત્માનું શું થાય, એનો આ નવલકથાનાં ત્રણસો ચુંવાતેર પાનાંમાં ક્યાંય ઉલ્લેખ નથી. આ નવલકથાકાર બહુ નામાંકિત છે. એનાથી આગળ વધેલા લેખકો થોડા છે, પણ બધાની સ્ટાઇલ અને ભાવના વૈભવનો ભાગ બધાને અપાવવાની છે. મહારાજશ્રીએ તો પોતાની ફરજ બજાવી. આપણે ટાઇમના અભાવને લઇને વધુ શ્રવણ ન કરી શક્યા, તેમાં નુકશાન આપણુંજ છે. મ્હારા ટાઇમમાંથી આજે એક કલાકનો ભોગ આપીને હું અહીં આવ્યો તે બહુ યોગ્ય કર્યું છે, એમ મને લાગ્યું છે. અને મારા હૃદયને અત્યંત શાંતિ થઇ છે.

# શા માટે ?

મહાન વ્યક્તિઓ સ્હામે સદાય વિરોધ ખડો હોય છે આ મહાત્મા [illegible] વધે છે જે રીતે મહત્તા મપાય છે જૈનસમાજના આ એક યશસ્વી રત્ન સ્હામે પણ એવીજ પરિસ્થિતિ ખડી છે પરન્તુ તમે એથી શા માટે દોરવાઓ છો?

કોઈ પણ વ્યક્તિ વિષે મત બાંધતા પૂર્વ એમની માન્યતાઓનો અભ્યાસ કરવા ઘટે એ વ્યક્તિ પોતાની માન્યતાઓમાં કેટલે અંશે સત્ય છે કે ખોટી છે તે તપાસવું ઘટે એમાંથી ઉપજતી શંકાઓ વિષે તેમની પાસેથી ખુલાસા મેળવવા ઘટે તમે શા માટે એમ ન કરો?

આ પ્રવચન વાચ્યા પછી તમને જો એજ પુનિત મહાત્માના પુષ્કળ પ્રવચનો વાચવાની ઇચ્છા થઈ હોય તો તમે શા માટે જૈન પ્રવચન ના ગ્રાહક ન થાવ?

આજ મહાત્માના પ્રવચનોજ એમાં પ્રગટ થાય છે દર રવિવાર [illegible] ત્રણ ફરમાનું વાંચન અપાય છે લવાજમ હિન્દમાં રૂા ૩ ૧૨-૦ છે અને હિન્દ બહાર રૂા ૫-૮-૦ પોષ્ટ માફ

લખો

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય.**

**ધનજી સ્ટ્રીટ —મુંબઈ. ૩.**

મુબઇની ધી યંગમેન્સ જૈન સોસાયટીના આશ્રય નીચે એક જાહેર સભા કોટમાં આવેલા ટાઉન હૉલમાં તા ૨૯ ૯ ૨૯ ને બુધવાર બપોરે બે વાગે બોલાવવામાં આવી હતી અને બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરનું '**માનવજીવનની સાર્થકતા**' વિષયક પ્રવચન થયું હતું

આત્મધર્મના જાહેર પ્રવચન પછી આ મહાત્માના પુષ્ટ પ્રવચનને સાંભળવા અને એમના દર્શન કરવા જાહેરે ભારી ઉત્સુકતા બતાવી હતી ચાર વાગ્યાથી મોટરો ને ગાડીઓની દોડધામે રવિવાર ઉજ્જડ જેવા ભાસતા કોટના વત્તાને જીવતો-જાગતો બનાવી દીધો હતો જૈનો અને હિન્દુઓ ઉપરાન્ત મુસ્લીમ વ્હોરા તથા પારસી ગૃહસ્થો હાજર હતા આમન્ત્રણપત્રિકા વંચાયા બાદ પ્રભુસ્તુતિ પૂર્વક પૂ પ્રવચનકારશ્રીએ આપેલ પ્રવચનનું આ સારભૂત અવતરણ છે

પ્રાન્તે-વી સન કૉલેજના પ્રોફેસર મંજુલાલ દવેએ ઉચ્ચારેલ કૃતજ્ઞતાદર્શક શબ્દો અપાયા છે આ પ્રસંગે કેટલાક તોફાનીઓએ દર્શાવેલ વર્તણુક તિરસ્કારજનક નિવડી હતી અને લગભગ દશ હજારની માનવમેદનીએ પૂજ્યશ્રીનો જય-જયકાર ઉચ્ચાર્યો હતો

[ ૨ ]

## આપણું કિંમતી જીવન

દુનિયાના દરેકે દરેક તત્ત્વજ્ઞાની પુરૂષોએ એકી અવાજે જે જીવનની મહત્તા સ્વીકારી છે અને જગતની સન્મુખ જે જીવનની મહત્તા ઘણા જોસ્શોરથી ગાઇ છે, તે જીવનની પ્રાપ્તિ આપણને દરેકને થઈ ચૂકી છે : છતાં તેની સાર્થકતા જો ન સાધી શકાય, તો એ મળેલી વસ્તુ આપણે સમજી ન શક્યા–તેની પીછાન ન કરી શક્યા એમ કહેવાય. અને એમ બને તો આપણી તે મોટામા મોટી કમનશીબી ગણાય જ્ઞાની પુરૂષોએ જે જીવનની પ્રશંસા કરી છે તે એમ ને એમ નિષ્ફળ ચાલ્યું જાય, એ ઇચ્છવા યોગ્ય નથી એ જીવન કેવી રીતે સાર્થક થાય, તે વિચારવા આપણે ઇચ્છીયે છીયે જે જન્મે છે તે અવશ્ય મરે છે સર્વ પ્રાણી માટે જન્મ લેવો અને મરણ પામવું તે સરખુ છે આપણુ જીવન પણ એ રીતે પસાર થઈ જાય, તો તે

માનવજીવનની

આપણી સમજશક્તિ માટે શરમાવનારૂં ગણી શકાય આવી ઉત્તમ સામગ્રીવાળું જીવન મળ્યું છે તે કેમ સફળ થાય, તેનો દરેક આત્માએ જરૂર વિચાર કરવો જોઈએ જો આ પણને તેવી ચિંતા ન હોય, તો કહેવું જોઇએ કે-આપણે માનવજીવનની કીંમત નથી સમજી શક્યા આ જીવન માત્ર ખાનપાનમાં અને મોજશોખમાં પસાર કરવા માટે નથી આ કિંમતી જીવનને કેવળ રંગરાગમાં અને આહારસુખોમાં પાયમાલ કરી નાખીએ, તો માનવજીવન પામ્યા-નહિ પામ્યા એ બન્ને સરખું છે દુનિયામાં જ્યાં ને ત્યાં મનુષ્યકર્તવ્યનો વિચાર થાય છે, પણ પશુકર્તવ્ય કે દેવકર્તવ્યનો થતો નથી આ વાત દરેકે વિચારવા જેવી છે જો નહિ વિચારીએ તો જ્ઞાનીએ વખાણેલી જીંદગી, આપણે માટે કીંમત વિનાની બનશે આપણો આજનો પ્રયાસ તેને ઓળખવા માટેનો છે

## મનુષ્યજીવનના મુદ્રાલેખ

આજે જે કાર્યવાહી ચાલી રહી છે, તેથી જૂદીજ કાર્યવાહી મનુષ્યોની હોવી જોઇએ, તે કહેવાને હું અહિં આવ્યો છું મ્હારૂં કહેવું કદાચ નવાઈભરેલું પણ લાગશે, કારણ કે-દુનિયાના તુચ્છ પદાર્થોમાં બધા એવા લીન થઇ ગયેલા છે કે તેમને એ શિવાયની બીજી વસ્તુના વિચારો કરવાને ફુરસદ પણ નથી પરંતુ જે વસ્તુમાં આ કિંમતી જીવનની સાર્થકતા હોય છે, તે અવશ્ય સાંભળી લેવું જોઇએ અને તે વિષે અત્રેજ નહિ, પરન્તુ ઘેર ગયા પછી પણ તેનો વિચાર કરવો જોઇએ વિચારને અંતે જો એમજ લાગે કે-જે કરીએ

વર્તન પણ થવું જોઇએ.

:ની સલાહ ધર્મમાં પણ સ્વીકારો !

વ્યક્તિ જો પોતપોતાના વિચારોને મૂખ્ય
ાય, તો તો દુનિયાનો વ્યવહાર પણ ચાલે
દમી જો પોતપોતાના જ વિચારો પ્રમાણે
દુનિયામાં એક મોટી અવ્યવસ્થા ઉભી
ચાર કરનાર આદમીનું તરંગીપણું કયાં
બજારમાં કે વ્યાપારમાં નહિ ચાલે. ચાલે
નિ કે નુકશાનીની પોતાના ઉપર અસર
! પોતાના જીવનની જરૂરી અને હિતકર
માજની દુનિયાને એક ચીજ એવી માનવામાં
ક ચીજ અમે કરીએ તોય ચાલે અને ન કરીએ
મમને ફાવે અને રૂચે તો કરીએ ! એ ચીજ
વી, એ અમારી મુખત્યારીની વાત છે.'
રમાં બધું કરવું પડે છે, પણ એક ચીજ
ગમે તે આદમી, ગમે તે વખતે, ગમે તે
રછા હોય તો કરીએ ! પણ તેજ ચીજમાં
ર રહેલો છે. તેમાંજ સર્વ સુખોની સાધ-
: જીવનની સાર્થકતાની ચાવી પણ તેમાં
ાં આજ્ઞા યા બંધન નહિ ! ત્યાં તો કહી
એ ! ... તે ચીજ તે ધર્મ છે. ધર્મ
પ્રાસ ... ને માટે જરૂરનો છે. આત્માના
જરૂર ... એમ જ્યાં સુધી હૈયામાં વસ્યું

## નીતિ, પાપભીરુતા અને ઇન્દ્રિયનિગ્રહ !

જીવનની સાર્થકતા માટે જેમ અનેક વસ્તુઓ જ્ઞાની-જનોએ બતાવી છે, તેમ આ ત્રણ વસ્તુઓને પણ આવશ્યક જણાવી છે એ વસ્તુઓ તે નીતિ, પાપભીરૂતા અને ઇદ્રિયનિગ્રહ છે નીતિપર મનુષ્યજીવનની સાર્થકતાનો પાયો રહેલો છે નીતિમા દ્રઢ રહેવા માટે પાપભારૂતાની જરૂર છે અને પાપની ક્રિયામાથી બચવા માટે ઇદ્રિયો પર કાબુ હોવો જોઇએ જો આ ત્રણ વસ્તુઓ જીવનમા તન્મય બની જાય, તો જીવન ઉચ્ચકોટિનું બને અને સર્વને નમન્કરણીય થાય ઇદ્રિયનિગ્રહ માટે મન શુદ્ધિની પણ જરૂર છે જે જીવનમા નીતિ પરણિત થઇ જાય છે, તેનાથી સઘળા પ્રપચ વેગળા રહે છે નીતિ, એ જીવનનો પાયો છે માણસ ગમે તે અવસ્થામા હોય, પણ તેણે પોતાના જીવન માટે જે કલ્યાણનો માર્ગ નક્કી કર્યો હોય, માર્ગને વળગી રહેવાની શક્તિ નીતિમા રહેલી છે નીતિ, જીવનને મર્યાદિત બનાવે છે સુનીતિવાનથી કોઇને હાનિ પહોચતી નથી સારી વસ્તુનો ઉપયોગ સ્વાર્થ માટે ન થવો જોઇએ અમૂક સ્વાર્થ માટે નીતિનો ઉપયોગ કરનાર, નીતિમાથી ક્યારે લપસી પડે ત કહી શકાય નહિ કોઇનુ પણ ભૂરૂ ન થાય, એ નીતિવાને જોવાનુ છે નીતિનો અર્થ હૃદયની નિખાલસવૃત્તિથી કાર્ય કરવાની રીતિ વચન એક, પ્રવૃત્તિ એક અને વિચાર પણ એક, તે નીતિ છે વિચારમા કાઈ અને વર્તનમા જૂદુ, તે નીતિમા ન ચાલે હૃદયમા હોય તેજ વચનમા આવવુ જોઇએ

માનવજીવનની સાર્થકતા

અને તેજ પ્રમાણે વર્તન પણ થવું જોઈએ

શિષ્ટ પુરૂષોની સલાહ ધર્મમાં પણ સ્વીકારો !

દરેકે દરેક વ્યક્તિ જો પોતપોતાના વિચારોને મૂખ્ય કરીને કાર્ય કર્યે જાય, તો તો દુનિયાનો વ્યવહાર પણ ચાલે નહિ દરેક આદમી જો પોતપોતાના જ વિચારો પ્રમાણે ચાલવા માંડે, તો દુનિયામાં એક મોટી અવ્યવસ્થા ઉભી થાય તરંગી વિચાર કરનાર આદમીનું તરંગીપણું ક્યાં ચાલે ? ઘરમાં, બજારમાં કે વ્યાપારમાં નહિ ચાલે ચાલે ક્યાં ? એની હાનિ કે નુકશાનીની પોતાના ઉપર અસર ન થતી હોય ત્યાં ! પોતાના જીવનની જરૂરી અને હિતકર ચીજોમાં નહિ ! ! આજની દુનિયાને એક ચીજ એવી માનવામાં આવી છે કે-'અમુક ચીજ અમે કરીએ તોય ચાલે અને ન કરીએ તો પણ ચાલે ! અમને ફાવે અને રૂચે તો કરીએ ! એ ચીજ કરવી અગર માનવી, એ અમારી મુખત્યારીની વાત છે' તેવાઓને વ્યવહારમાં બધું કરવું પડે છે, પણ એક ચીજ એવી છે કે-ત્યાં ગમે તે આદમી, ગમે તે વખતે, ગમે તે કહે અમારી મરજી હોય તો કરીએ ! પણ તેજ ચીજમાં આત્માનો નિસ્તાર રહેલો છે તમાજ સર્વ સુખોની સાધનાનો ખજાનો છે જીવનની સાર્થકતાની ચાવી પણ તેમાં છે તેજ ચીજમાં આજ્ઞા યા બંધન નહિ ! ત્યાં તો કહી દે કે-ફાવે તો કરીએ ! અને તે ચીજ તે ધર્મ છે ધર્મ આત્મિક સુખ પ્રાપ્ત કરવાને માટે જરૂરનો છે આત્માના ઉદય માટે તેની જરૂર છે, એમ જ્યાં સુધી હૈયામાં વસ્યું

નથી, ત્યા સુધીજ મનુષ્ય તેની અવગણના કરે છે મનુષ્ય બધી વાતમા પરીક્ષા કરે, વિચાર કરે, શિષ્ટ પુરૂષાને શરણે થાય જે જે પ્રવૃત્તિમા જે જ કુશળ હોય તેને અત્યારે શિષ્ટ તરીકે ઓળખો જે વસ્તુની કિંમત મનાઇ છે, જેના વિના આજીવિકા-પોતાનો વ્યવહાર નહિ ચાલે એટલી શ્રદ્ધા યા વિશ્વાસ છે, તેના માટે તે તે વસ્તુઓના કુશળ પુરુષોને મનુષ્ય શરણે થાય છે હરેક એમ કહે છે કે–'ધર્મ એ આત્માની વસ્તુ છે અને એને માટે આત્માને ફાવે તેમ કરે' તેવાઓને હુ પૂછુ છુ કે–તમારો આત્મા અલ્પજ્ઞ છે યા સર્વજ્ઞ છે? જ્યા સુધી સંપૂર્ણ જ્ઞાન ન હોય, ત્યા સુધી પોતાના વિચારને વળગી રહેવામા ભયકર જોખમ છે જેમ દરેક કાર્યમા શિષ્ટ પુરુષોની સલાહનો સ્વીકાર કરો છો, તેમ અહીં પણ કરવો જોઈએ

<u>શાપ કરતા પાપ વધારે ભયકર છે!</u>

નીતિ પરઘાતક અને કેવળ સ્વાર્થસાધક ન જોઇએ એ તો સ્વપરનું કલ્યાણ કરનાર જોઇએ સ્વપરનું કલ્યાણ કરનારા નીતિને ટકાવવા-મજબૂત બનાવવા માટે પાપભીરૂ બની, પાપની ખાતર સર્વસ્વનો ત્યાગ કરનાર થવુ જોઈએ હૃદયમા પાપને તજવાની મજબૂત ભાવના જોઈએ પાપથી ભીરૂ બનેલા આત્માને અનીતિ કરતા સેંકડો વિચારો આવશે અનીતિ ન બની જાય તેને માટે તે કાળજી રાખનાર બનશે પાપનો ડર રોમે રોમ વસવો જોઇએ નીતિને પાળનાર પાપથી અવશ્ય પાછો હઠે વ્યવહારમા જેમ કિંમતીમા કિંમતી-પર્વદિવસે

માનવજીવનની સાર્થકતા

પહેરવાની–ઘણા દિવસથી સાચવી રાખેલા મૂલ્યવાન પાઘડી પહેરીને તમે જતા હો, આસપાસ કાદવકીચ્ચડ હોય અને કોઈ બૂમ પાડે કે–'પાઘડીમા સાપ છે'–તો તમે શુ કરો ? પાઘડી કાઢીને ફેંકી દો, કારણ કે–સાપ એટલે જીવલેણ જતુ ! તમને પાઘડી ફેંકી દેતા એ વખતે વિચાર આવે છે ? તમે ઘેર જઈને વિચાર કરો કે–પાઘડી ગઈ તો કાંઈ નહિ, પણ જીવનો ઘેર આવ્યો. તમને સાપના જેટલી ભીતિ પાપની થઈ હોય તો હિંસા વધે કે ઘટે ? જૂઠ, ચોરી, વ્યભિચાર અને લોભ વધે કે ઘટે ? આપણુ જીવન એવુ બની ગયુ છે કે–વાતવાતમા જૂઠ બોલાય છે અને જરાજરાના ચોરી થાય છે મોટી ચોરીની આ વાત છે આમ થાય છે એનું કારણ કે–પાપની ભીતિ રહી નથી આપણા શાસ્ત્રમા મહર્ષિઓ કહી ગયા છે કે–પરને પીડા થતી અટકાવવા માટે પોતે ગમે ત મહેનત કરવુ આમા આ માને તકલીફ આપવાથી આપણા આત્માને શાતિ થાય, એવા સ્વપ્ને આશા રાખતા નહિ સાપનો અને કાટાનો ભય, પણ પાપનો ભય નહિ ! કાટો પગમા વાગ્યો હોય તો તનાથી પણ તીણી સોયથી તેને કાઢવામા આવે, ત નીકળ્યા પછી દબાવીને લોહી કઢાય અને તે પછી ઉપર પત્થરથી કુટાય ! એ શા માટે ? કાટાને પગમા શા માટે રહેવા દેવામા નથી આવતા ? કારણ કે–કાટો અદર રહે તો સડો થાય, શરીર બગડે અને મરી જવાય આવી રીતે કોઈ વ્યાધિ થતા તુરત વૈદ્યને ત્યા દોડી જવાય શરીર માટે કેટલી કાળજી ! પાપ માટે આટલી કાળજી છે કે ? સાપ વધારે હેરાન કરે કે પાપ ? જ્યા સુધી આત્મા પાપથી ડરનાર ન

માનવજીવનની -

બને, ત્યા સુધી એના હાથે કોઇનું વાસ્તવિક ભલું થાય, એ આશા રાખવી નહિ જેને પાપ અને અનાચારનો ભય નથી, તે સામાનું ભલું કયી રીતિએ કરી શકે ?

પાપની જડ : ઈન્દ્રિયોની આધીનતા !

નીતિને ભાગી નાંખનાર જેમ પાપ છે, તેમ પાપને જીવનના લાવનાર ઇંદ્રિયો છે પાપ શા માટે કરવું પડે છે? સુદર પ્રકારના શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શ મેળવવા માટે! આખને સુદર જોવાનુ જોઈએ છે, કાનને સુદર અવાજ સાભળવો છે, નાકને સુદર ગધ જોઇએ છે, જીભને સુંદર રસ જોઇએ છે અને સ્પર્શેદ્રિયને સુદર સ્પર્શ જોઇએ છે!! પાપ કરાવનાર આ પાચે ઇદ્રિયોની આધીનતા છે બધી ઇદ્રિયોની પોષક રસના ઇદ્રિય છે. બધી ઇદ્રિયોને મજબૂત કરી બહેકાવી મૂકનાર રસના એટલે જીભ છે ' રસના, ખાનપાન અને ભક્ષ્યા ભક્ષ્યનો વિવેક ભૂલાવે છે : તેને સામગ્રીઓ આપી એટલે બધી ઇદ્રિયો હેવાન બની જાય છે. આ ઇદ્રિયો જેટલી છૂટી તેટલી પાપની પરાયણતા અધિક બધી ઇદ્રિયોએ મનગમતી વસ્તુઓ ઉપર ત્રાપ મારવા માંડી. ત્યાં પાપની ભીતિ ન રહે: અને પાપની ભીતિ ન રહે તો નીતિ પણ ન રહે. ઇદ્રિયો જેટલુ માગે તેટલું આપીએ, તો જીવન સુખરૂપ બની જાય એમ? જમીને ઘેર જઇને સુખી કોણ થાય? ઉત્તમમાં ઉત્તમ ચીજો ભાણામા આવી જાય, તે જમીને સુખ કોણ ભોગવી શકે? રસના ઉપર કાબુ રાખી શકે તે! રસના ઇદ્રિયને આધીન બનેલ આત્મા પટકાયા વગર ન રહે. જે કાબુ ગુમાવીને ખાય તે

તે ઘેર જઇને સુખે સુઇ શકતો પણ નથી, કારણ કે–તેને અકળામણ થાય છે અને અનેક પ્રકારની વ્યાધિઓ થાય છે વ્યાધિ થયા પછી પણ ઘણા માણસો પાટલે બેસતી વખતે પાછા કાબુ ગુમાવી બેસે છે ઇંદ્રિયોને આધીન થયા એટલે પાપનો ભય ગયો પાપનો ભય ગયો એટલે નીતિ ગઇ અને નીતિ ગઈ એટલે મનુષ્ય, મનુષ્ય રહે એમ તમે માનો છો ? માત્ર આકૃતિએ માનવાપણુ રહે પછી એનામાથી સ્વ–પરનો, સારા–નરસાનો અને લાભદાયી યા નુકશાનકારક વસ્તુનો વિચાર નાબુદ થાય છે વિચારશક્તિ ગઇ તો પછી તેના જીવનમા શુ શુ ? માટે સઘળા પાપોનુ મૂળ ઇંદ્રિયોની આધીનતા છે

## મન પર સયમ રાખો !

ઇંદ્રિયોને જીતવા માટે મન શુદ્ધિની જરૂરીઆત છે કહેવાય છે કે,–'मन एव मनुष्याणा कारणं बंधमोक्षयो,' છુટુ મૂકેલુ મન બધનુ કારણ છે અને કાબુમા રાખેલુ મન મુક્તિનુ કારણ છે જે મન પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે તે પાપ કરે છે અને એથી આત્માનુ અકલ્યાણ કરે છે જે મન પ૨ કાબુ મેળવે છે, તે પોતાનુ તથા પરનુ પણ કલ્યાણ સાધી શકે છે

•

સિંહ, એ મનુષ્ય કરતા બળવાન અને ઘાતકી હોય છે છતા માણસ તેના પર કાબુ મેળવી શકે છે શાથી ? પહેલા તો તેને પાજરામા પૂરે છે તે પાજરૂ દેવદારના પાટી આનુ નહિ, પણ લોખંડનુ હોવુ જોઇએ સિંહ આ પાજરામા પૂરાયા પછી ધમપછાડા મારે છે અને છૂટવાના પ્રયત્ન કરે

છે, પણ તેનાથી ટાતુ નથી એટલે પાંજગમા આમ-તેમ આમ માગી ઘુમે છે આખરે તે થાકી જાય એટલે એક જગ્યાએ બેસી જાય છે કારીગર તે પછી તેની પાસે આવી કહે કે-" ક્યા ગયું તારૂ બળ ? દેખાડ, હોય તો !" આટલેથી ન અટકતા તેને માગી ઉભો રે એમ કરતા કરતા ધીમે ધીમે તેનું બળ હરી લે કારીગર તે પછી સિંહને ખાવાનું પણ ન આપતા ભૂખે મારે તે પછી તેને થોડુ ખાવાનું આપી, તેની પાસે અમૂક ક્રિયાઓ કરાવે તે આવડ્યા પછી તેને બહાર કાઢે, પણ કામ પતી ગયા પછી તો તેને પાછો પાંજગમાજ પૂરે કારણ કે-આખરે તો તેની જાત જંગલી અને હિંસક જ નહી એવાજ કારીગર બનીને સિંહની જેમ મન પર આપણે અકુશ રાખવાનો છે મનની ઇચ્છાને આધીન આપણે થવાનું નથી, પણ તેને આપણી ઇચ્છાને આધીન બનાવવાનું છે જે માગે તે તેને આપવાનુ નથી, પણ આપણે ઇચ્છીયે તે તેને આપવાનુ છે આથી મન પર સંયમની જરૂર છે મન ઉપર કાબુ મેળવવા માટે મનને તૃષ્ણાથી દૂર રાખવું જોઇએ મનને વશ રાખવાનો એક રસ્તો છે કે-સારી યા ખોટી ઇચ્છાની પરીક્ષા કરવી જોઇએ જેટલી ખોટી હોય તેના ઉપર કાપ મૂકવો અને સારી ઇચ્છાઓનો અમલ કરવા પ્રબળ પ્રયત્ન કરવો માત્ર સાધુજ નહિ, પણ સસારીઓએ પણ સુખી બનવું હોય તો મન પર સયમ રાખવો જોઈએ સયમ ન રખાય તો છતી સામગ્રીએ દુ ખી થવાય માણસે કોઈ પણ રીતે ખરાબ ઇચ્છાને દાબી રાખી, સારી ઇચ્છા પ્રમાણે બનવાનો પ્રયત્ન કરવો જોઇએ

આનંદજીવનની ચાવીઓ





જે જ્ઞાનીઓએ જીવનને કિંમતી કહ્યું છે, તેમણે મનને આધીન રાખવા માટે ઉપાયો બતાવવાની કમીના રાખી નથી.

### ક્યા ભયથી મનોનિગ્રહ સધાય?—એક દૃષ્ટાન્ત.

મનને કેવી રીતે કાબુમાં રાખી શકાય, તે સમજાવવા માટે રાજા અને નગરશેઠના પુત્રનું એક દૃષ્ટાંત છે. એક સાચા ત્યાગી પુરૂષોનો ભક્ત રાજા, પોતાની રાજસભામાં રાજપુરૂષોની વચ્ચે હંમેશાં સાચા ત્યાગીઓનું એટલે–હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ વિગેરેથી સર્વથા નિરાળા હોય, જેમ બને તેમ તેના સંસર્ગથી દૂર રહી અન્યને પણ ત્યાગના સુખનો આસ્વાદ ચખાડનારા હોય–તેઓની હંમેશાં પ્રશંસા કરતો હતો કે–" ધન્ય છે તે ત્યાગી પુરૂષોને ! તેઓજ પૂજવા લાયક, માનવા લાયક અને શરણું લેવા લાયક છે ! તે ત્યાગી આત્માઓ પોતાના મનને, ઇંદ્રિયોને વશ કરીને હજારો આત્માઓને સન્માર્ગે યોજી રહ્યા છે." આવી જાતની વાત પોતાની સભામાં નિયમિતપણે કરતો. તે રાજ્યના નગરશેઠનો દીકરો, જે મોજીલી રીતે પોતાનું જીવન પસાર કરતો હતો, તેને આ વાત રૂચતી ન હતી. એક દિવસ સભા વચ્ચે ઉભો થઇને તેણે રાજાને કહ્યું કે–'આપ માલિક છો એટલે ગમે તેમ બોલો, તેનો પ્રતિકાર કોઈ કરી શકતું નથી, પણ હું કહું છું કે–મન એ કાબુમાં રહે એ વાતજ ખોટી છે: મન જેવી ચંચળ, ક્ષણે ક્ષણે પરિવર્તન પામતી વસ્તુને એકાગ્ર બનાવવી તે તદ્દન અસંભવિત છે.' રાજાએ કહ્યું કે–'તત્ત્વજ્ઞાની અર્થાત્ વસ્તુસ્વરૂપને

યથાર્થપણે જાણનારનું ચિત્ત કાબુમા રહી શકે છે' છતા તેણે માન્યું નહિ એટલે રાજાએ તે વખતે વાત જતી કરી, પણ વિચાર્યું કે–'જો આ વાતનો પ્રતિકાર નહિ થાય, તો દુનિયાના પ્રાણીઓ સન્માર્ગે આવી શકશે નહિ!' તેથી તેણે એક યુક્તિ રચી

તે નગરશેઠના દીકરાની સાથે પોતાના એક રાજપુરૂષને ગાઢ મિત્રાચારીમા યોજ્યો જ્યારે તે બન્નેને પરિપૂર્ણ પ્રેમ બધાઇ ગયો, ત્યારે રાજાએ પોતાના નામથી અંકિત થયેલી મુદ્રિકા આપીને તે રાજપુરૂષને કહ્યું કે–'શેઠના દીકરાના અલકારના ભેગી એ જાણે નહિ તેવી રીતે આ મુદ્રિકા મૂકી દેવી' તે પ્રમાણે તેણે કર્યું શેઠનો દીકરો જાણતો નથી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે–'મારા નામથી અકિત થયેલી મુદ્રિકા ગુમ થઈ છે તે જેને મળી હોય તેણે તુર્ત આપી જવી છતા પણ જો નહિ આપી જાય અને જેના ઘર માથી નીકળશે, તેને ફાસીની શિક્ષા દેવામા આવશે' આખા નગરની જડતી લેવાને માટે ફરમાન કાઢ્યું નગરશેઠના ઘરની જડતી શરૂ કરી, કારણ કે–કોઈને તકલીફમા ઉતારવાની ભાવના રાજાને જરા પણ ન હતી શેઠના દીકરાના અલકારના ડબ્બામાથી એ મુદ્રિકા હાથમા આવી રાજ્યના માણસો કહે છે કે–'આ શું?' નગરશેઠનો દીકરો આશ્ચર્યચકિત થઇ ગયો રાજ્યના માણસો હુકમને અનુસરીને તેને પકડીને લઇ ગયા તેણે અને તેના પિતાએ અનેક આજીજીઓ કરવા છતા પણ રાજાએ ફરમાવ્યું કે–'મ્હારી આજ્ઞાનું પાલન યથાસ્થિત થવુ જોઇએ' આશ્ચર્યમા પડેલા નગરશેઠને વિચાર સૂજી આવ્યો

કે–'રાજાનો નોકર મારા દીકરાનો પરમમિત્ર છે : એની મારફત મારા દીકરાના પ્રાણ બચાવવા જોઈએ! તેને બોલાવીને રાજા પાસે મોકલ્યો :

રાજાએ કહ્યું કે–" એક રસ્તે તે જો કબૂલ કરે તો છૂટી શકાય તેમ છે કાનો વિનાના પિત્તળના વાડકામા ઠેઠ કાંઠા સુધી, જરા પણ ખાલી ન રહે તેમ તેલ ભરીને, તેમાંથી એક પણ ટીપું નીચે પડે નહિ એ રીતે તે વાડકો હાથમા લઇ, આખા નગરમાં ફરીને રાજસભામાં રજુ કરવો "

એમ કરે તો જ તે છૂટી શકાય તેમ હતું એટલે શેઠના દીકરાએ કહ્યુ કે–'મરણથી બચવા માટે જે આના ફરમાવે તે ઉઠાવવા તૈયાર છું '

તે દિવસે રાજાએ આખા નગરને સુંદર રીતે શણગાર્યું : જ્યાં ને ત્યા ગાન–તાન–નાચ–દેખાવ–રૂપ–રગ–બધી જાતના એવા અનુપમ કરવામાં આવ્યા કે–યોગીનું ચિત્ત પણ ચલાયમાન થાય : આવી રીતે જ્યાં પાંચે ઇંદ્રિયોના વિષયની સામગ્રી ભરપૂર બનાવવામાં આવી હતી, ત્યાં કોઇ પણ જગ્યાએ દૃષ્ટિ નહિ ફેરવતાં અને કોઇ પણ શબ્દ નહિ સાંભળતાં, એકજ હાથમાના કટોરા ઉપર ધ્યાન રાખી, આખા નગરમાં ભમીને તે નગરશેઠનો દીકરો, એક પણ છાંટો નીચે પડવા દીધા વિના–જેવો ભરેલો હતો તેવોજ તેલનો કટોરો લઇને રાજસભામાં હાજર થયો

રાજાએ પૂછ્યુ કે–' તે નગરમાં શું જોયું ? '

તેણે કહ્યુ કે–' મ્હારી આખ, કાન, મન તથા બધી ઇંદ્રિયો કટોરાને આધીન હતી મનની એક પણ

ઇચ્છાનો અમલ થવા દીધો નથી આગળપાછળ—આજુબાજુ શુ થાય છે, તેની મને પોતાને ખબર નથી '

રાજા કહે છે કે-'ગાડા! આવી રીતે મન તે આધીન રહે?'

તેણે કહ્યુ કે-'આજુબાજુ ઉઘાડી તલવાર હતી તેથી! મને ખાત્રી હતી કે જરાયે મન ખસ્યુ તો મોટી આપત્તિ છે! મરણના ભયના યોગે અને જીવનને બચાવવાની ઇચ્છાના પ્રતાપે મ્હારા મનને જરા પણ ખસવા દીધુ નથી!'

રાજાએ કહ્યુ કે-'જ્યારે એક મરણની ભીતિથી તારા મનને આટલા આનદના-વિષયસુખોના પ્રસગોની વચ્ચે પણ વશ રાખી શકયો, ત્યારે જે તત્ત્વજ્ઞાની-સમજદાર પુરૂષો, એક વખતનાજ મરણને નહિ, પણ ભવિષ્યનાં અનંતા મરણોને જોઈ શકતા હોય, એઓનું મન દુનિયાના સયોગોમાં જોડાય ખરૂ?'

નગરશેઠનો દીકરો હવે વસ્તુસ્વરૂપ સમજી જવાથી પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતા બેઉ હાથ જોડીને કહે છે કે-'આપના જેવી ઉપકાર બુદ્ધિ જગતમા જોઈ નથી મને આ કારીગરીથી ન સમજાવ્યો હોત, તો આપ અને ગુરૂઓ ગમે તેટલી મહેનત કરત, પણ તગ્ગી એવો હું, એક પણ વાતને માનત નહિ આપના જેવા જગતમાં મ્હારા કોઇ પણ ઉપકારી નથી '

## અંતિમ સદ્બોધ

મનની શુદ્ધિ—મનની શાંતિ ત્યારેજ આવે કે જ્યારે ભવિષ્યની ચિંતા આત્માને જાગૃત થાય અને આગળપાછ-

ળનો વિચાર કરતાં શીખે. (આ વખતે બહારના ઘોંઘાટથી સભામાં પણ કેટલીક ગરબડ થવા પામી હતી) મહારાજશ્રીએ જણાવ્યું કે–તાજ્જુબીનો વિષય છે કે–મકાન બાંધેલું છે, અંદર કોઇ જાતની ગરબડ નથી, છતાં પણ જીવન માટે, જીવનના કલ્યાણ માટે, સાંભળવાની આવી ઉત્તમમાં ઉત્તમ તક મળી હોય ત્યારે પણ, મનની ચંચળ સ્થિતિને લઇને આમ અશાંતિ થાય છે : આ કેટલી દુ:ખદ અવસ્થા છે ? શું આ મનનો સંયમ છે ? એટલો પણ કાબુ ન રાખી શકાય, તો ચિત્તની ચંચળવૃત્તિથી કયું કાર્ય સિદ્ધ થશે ? આ સ્થિતિએ તો દુનિયાનું કામ પણ ન સાધી શકાય, તો આત્માનું કેવી રીતે સાધી શકશો ? જ્યારે સ્થિર ચિત્તે સાંભળવાની તમારી શક્તિ પણ હું નથી જોતો, ત્યારે તે ઉપર વિચારવાની અને તદનુસાર વર્તન કરવાની તો આશા હું શી રીતે રાખી શકું ? આવા સામાન્ય પ્રસંગથી મુંઝાઇ જવામાં આવે તે શોભાસ્પદ નથી ચિત્તની ચંચળતાનો ત્યાગ કરીને જે કંઇ ઉત્તમ વિચારો મળી શકતા હોય, તેને ગ્રહણ કરવામાં સાવધ બનવું જોઇએ (આ વખતે સભામાં શાંતિ પ્રસરી ગઇ હતી)

*

આગળ ચાલતાં મહારાજશ્રીએ જણાવ્યું કે:—જીવનની સાર્થકતા માટે મનના તરંગો, મનસ્વી ઇચ્છાઓ અને અયોગ્ય તૃષ્ણાઓને દબાવી દેવી જોઇએ : પાંચે ઇંદ્રિયો કે જે વિષયની વાસનામાં લીન થઇ ગઇ છે, તેને અંકુશમાં લેવી જોઇએ : એને અંગે જે પાપ થઇ રહ્યું છે, તેનાથી બચી આ જીવનને સુંદર બનાવવું જોઇએ: તેમ કરવાથી જૂઠ, ચોરી,

અનાચાર અને લોભને વશ પડી, કોઈ પણ પ્રાણીને દુઃખી કરવામાંથી બચી શકશો અને એવી જાતિની ઉત્તમ નીતિને જીવનમાં ઉતારશો, તો આ લોકમાં ઉચામાં ઉંચી કોટિની આત્મ-શાંતિ અનુભવી, જ્યાં જશો-જવુ પડશે ત્યાં પણ અનુકૂળ સ્થિતિ અને સામગ્રી પ્રાપ્ત કરી, ઉન્નતગામી બની, આધિ-વ્યાધિ-અને ઉપાધિમાંથી છૂટી, જે જાતિના સુખની ઈચ્છા-ચાહના છે તે મેળવી શકશો : તેમજ તે મેળવવા જેવી સ્થિતિ આ જીવનમા પ્રાપ્ત કરો તોજ આ જીવન સાર્થક થયું એમ કહેવાય

પ્રોફેસર મન્જુલાલ જમનાલાલ દવે

તે પછી વીલસનકોલેજના ફ્રેન્ચભાષાના પ્રોફેસર ડો મણુલાલ દવેએ મહારાજશ્રીનો ઉપકાર માનતા સભાને જણાવ્યું કે-'લગભગ દોઢ કલાક થયાં આપણા ઉપર એક જાતની અમૃતની વૃષ્ટિ વર્ષી રહી હતી મહારાજશ્રીનાં એકે એક વચનો જાણે અમૃતનાં બિન્દુઓ હોય તેમ લાગતાં હતાં આપણા સર્વેનું કલ્યાણ ઈચ્છવું, એજ એક ભાવના આજના વ્યાખ્યાનમાં દેખાઇ આવે છે આજના વ્યાખ્યાનમા કોઇને પણ શકા રહેવા પામે તેમ નથી

મહારાજશ્રીએ આપણને કેવળ સર્વમાન્ય ધર્મ શિવાય બીજુ કાંઇ કહ્યું નથી ચાહે હિન્દુ યા મુસલમાન, જૈન યા જૈનેતર હોય, તે સર્વેને ગ્રહણ કરવા લાયક આજનું વ્યાખ્યાન છે તેમણે નીતિની જે ભાવના રજૂ કરી છે, તે સર્વ ધર્મ વાળાને માન્ય હોવીજ જોઇએ નાનીમુની પણ નીતિ વિના કોઇ પણ માણસ જીવનની સાર્થકતા ભાગ્યેજ સાધી શકશે

માનવજીવનની સાર્થકતા

પૂર્વ કે પશ્ચિમ હરકોઈ સ્થળે નીતિના પાયા વધારે સુદ્રઢ કરાતા જાય છે. નીતિ વિનાની બુદ્ધિનો પાયો બીલકુલ ટકી શકવાનો નથી. મહારાજશ્રીએ બહુજ ગંભીર શબ્દોમાં કૃપા વરસાવીને જે સદ્બોધનાં વચનો કહ્યાં છે, તે સર્વે શબ્દોને જો આપણે આપણા જીવનમાં ગુંથીશું; તો આપણું જીવન વધારે ઉચ્ચ અને દિવ્ય બનાવી શકીશું.'

તે પછી મહારાજશ્રીએ માંગલિક સંભળાવ્યા બાદ "શ્રી મહાવીરસ્વામી ભગવાનની જય"ની ગર્જનાઓ સાથે સભા વિસર્જન થઈ હતી.

  

## પોતાને પિછાનો !

સારૂંય વિશ્વ સુખ, શાન્તિ ને સંપત્તિ માટે પ્રયત્ન કરી રહ્યું છે છતા આજે જગતમા દુઃખ અશાન્તિ ને દારિદ્ર વ્યાપી રહ્યુ છે, એ દિનરાત જેટલી જ સત્ય ઘટના છે એનુ કારણુ કદિ વિચાર્યું છે ? નહિજ અને માટેજ જ્ઞાની પુરૂષોને કહેવુ પડ્યુ કે-પોતાને પિછાનો !

પોતાને પીછાને તે દેહની શુદ્ધિ ને સુખશીલતા પાછળ ઘેના ન બને પોતાને પીછાને તે બાહ્ય પદાર્થોમા ન રાચે, ન માચે પોતાને પીછાને તે બીજાના ભોગે સુખ ભોગવવા કરતા, પોતાના ભોગે જગતને સુખી કરવા ઇચ્છે આ પણ સૂર્યચન્દ્ર જેટલીજ સત્ય ઘટના છે માટે પોતાને પીછાનો !

જે મહાન્ આત્મવાદીના આ પુસ્તકમા પ્રવચનો આપવામા આવ્યા છે તે પોતાની પીછાન કરાવે છે અને તમને જ્યારે પોતાને પીછાનવાની જરૂર જણાય, ત્યારે તમારે આજ મહાત્માના પુણ્ય પ્રવચનોને માત્ર પ્રસિદ્ધ કરતા **'જૈન પ્રવચન'** સાપ્તાહિકના ગ્રાહક થવુ જોઇએ દર રવિવારે ફુલ્સકેપ ત્રણુ ફરમાનુ નક્કર વાચન લવાજમ હિન્દમા રૂા ૩-૧૨-૦ પરદેશ રૂા ૫-૮-૦

લખો.

**શ્રી જૈન પ્રવચન કાર્યાલય.**

**દેવકી ભુવન-ચોથે માળે.**

**ધનજી સ્ટ્રીટ, મુંબઈ ૩.**

# આત્મશુદ્ધિના ઉપાયો

મુંબઇ

તા ૧ ડીસેમ્બર ૧૯૨૯ રવિવાર

મુંબઇના શ્રી કચ્છી દશા ઓસવાળ જૈન સ્વયંસેવક મંડળના આશ્રય નીચે એક જાહેર સભા મસ્જીદ બંદરના પુલ નીચે કલાઇવ રોડ ઉપર આવેલ ખૂલ્લા મેદાનમા તા ૧ ૧૨ '૨૯ ને રવિવારે બપોરે બે વાગે બોલાવવામા આવી હતી સ્થલને યોગ્ય રીતે શણગારી વ્યવસ્થા કરવામા આવી હતી અને બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ **રામવિજયજી** ગણિવરનુ **'આત્મશુદ્ધિના ઉપાયો'** વિષયક મનનીય પ્રવચન થયુ હતું

**'આત્મધર્મ'** અને **'માનવજીવનની સાર્થકતા'**ના જાહેર પ્રવચનોએ જનતામા નવીન રસવૃત્તિનો પ્રચાર કરેલ હોઇને જૈન ને જૈનેતર સ્ત્રીપુરૂષોના ટોળેટોળા વ્યાખ્યાન સાંભળવા સમય પહેલાજ આવી ગયા હતા બરાબર વખતે મુનિમંડળ સહિત પૂ **પ્રવચનકારશ્રી** પધારતા, તેઓશ્રીને 'જયધ્વનિ'થી હાજર રહેનાઓએ સત્કાર્યા હતા અને ત્યારબાદ પ્રભુસ્તુતિ પૂર્વક અપાએલ મનનીય પ્રવચનનુ આ સારભૂત અવતરણ છે

ધર્મકળાના શિક્ષણના અભાવ આજે ચોમેર ઘોઘાટ વ્યાપી રહ્યો છે અને આકૃતિએ મનુષ્ય હોવા છતા સાચા મનુષ્યત્વની પ્રાપ્તિ વિના એ પશુજીવન રૂપ છે, એ વસ્તુનું પૂ પ્રવચનકાર મહાત્માએ પોતાની પ્રભાવશાલી શૈલિથી પ્રતિપાદન કરી શ્રોતાઓને રસમુગ્ધ બનાવ્યા હતા

[ ૩ ]

## સાધનને સાધ્ય ન માનો !

દુનિયાના સઘળા પ્રાણીયો શરીરાદિ બાહ્ય પદાર્થોની શુદ્ધિના ઉપાયો યોજવામા કમીના રાખતા નથી મોટાથી માંડી નાના જતુઓ સુધી, બાહ્ય સાધનો મેળવવા જેટલુ બને તેટલું કરી લેવામા, કોઈપણ જાતની ખામી આવવા દેતા નથી શરીરની રક્ષા માટે આ જગતમા કોણ પ્રયત્ન નથી કરતું ? જે જતુઓને આપણે તદ્દન ક્ષુદ્ર જતુઓ માનીએ, એ જતુઓ પણ પોતાના શરીરની રક્ષા માટે અનેક જાતિના પ્રયત્ન કર્યા વિના રહેતા નથી, એ આપણને અનુભવસિદ્ધ છે જ્યારે ઉત્તમ આત્માઓએ એક નવુ તત્ત્વ શોધ્યું છે શરીરાદિ બાહ્ય વસ્તુઓની ગમે તેટલી સાધના કરવામા આવે, પણ તેથી તે શરીરમા વસી રહેલા આત્માને શું ? એક 'નાસ્તિક દર્શન' વિના સર્વે દર્શનકારોએ આત્મતત્ત્વનો સ્વીકાર કર્યો

આત્મશુદ્ધિના ઉપાયો

છે આત્મતત્ત્વ માનવામા કોઈ દર્શનનો ઈન્કાર નથી આત્મા શરીરથી ભિન્ન છે શરીર અને આત્મા એ જૂદી જૂદી વસ્તુ છે

*

શરીરના ઉદયથી આત્મશુદ્ધિ થાય છે, એવી માન્યતા પણ તત્ત્વજ્ઞાનીની નથી તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિએ શરીરની કિંમત સાધન શિવાય કશીજ નથી સાધનરૂપ શરીરને સાધ્ય માની લઈ, સારીય દુનિયાના પ્રાણીયો જીવનને તેની સેવામા જ ખપાવી દે એ, એ ઉત્તમ ઉપકારી આત્માઓને ઘણુંજ ડખે છે જે વસ્તુને નિશ્ચયપૂર્વક છોડીને જવાનું છે, રાખવા માગે તો પણ જે નથી રહેવાની, તેનીજ સેવામા જે પોતાની સારીય જીંદગી વ્યતીત કરી નાખે, તેને બુદ્ધિમાન્ કેમ કહેવાય ? જ્ઞાનીયોએ મનુષ્યોને બુદ્ધિમાન્ અને શક્તિસપન્ન માન્યા છે, માટેજ એમને ઉદ્દેશીને આત્મવિષયક વાત કરે છે બીજામા તે જાતની શક્તિ નથી મનુષ્યો પણ કેવળ બાહ્ય પદાર્થોમા લીન થઇ જાય અને તેમાજ જીવનને યથેચ્છપણે ગુમાવી દે, એ બહુજ ભયકર છે માનવજીવન ઘણી મુશીબતે મળ્યું છે, એ કોણ નથી માનતું ? અમૂક કાળ પછી નષ્ટ થવાનું છે, એ કોણ નથી જાણતું ? પણ એ નિષ્ફળ ન ચાલી જાય તેને માટે કરો છો શું ? આજના સારાસારા ગણાતા માણસો પાસે પણ તેની મોટાઈ માટે પાચ-પચીસ લાખ રૂપીયા, સારી પેઢીયો, મોટી લાગવગો છે એ શિવાય એની નોધપોથીમાથી પ્રાય બીજુ કાઇ નહિ મળે જ્ઞાનીયોએ મનુષ્યપણાને દુર્લભ કહ્યુ છે આકૃતિએ તો મનુષ્ય ઘણા છે, પણ માણસાઈથી મનુષ્ય બહુ થોડા છે

આત્મશુદ્ધિના ઉપાયો

આત્મશુદ્ધિનો પહેલો ઉપાય : માણસાઈ કેળવો !

આત્મશુદ્ધિનો પહેલામાં પહેલો ઉપાય માણસાઇ કેળવવી એ છે એક માણસાઇ આવી જશે, તો બાકીના બધા ઉપાયો સહેલાઇથી આવીને ઉભા રહેશે એ માણસાઇની જ પહેલાં ખામી છે મનુષ્ય એટલે સર્વ પ્રાણીઓમા ઉચી કોટિનો આત્મા ! એના તરફથી જગત્ શું માગે ? ઘરના માલીક પાસેથી ઘરના માણસો શી ઇચ્છા રાખે ? 'અમારૂ હોય તે પડાવી લે, એનું હોય તે આપે નહિ, અમારી પાસે સેવા કરાવે અને સમય આવ્યે અમારી ખબર પણ ન લે'—એ ઇચ્છા આશ્રિતોની હોય ? નહિજ તેજ રીતિએ મનુષ્ય એ સૌથી ઉંચામાં ઉંચો આત્મા છે : એની પાસેથી નાનામા નાનો આત્મા માગે શું ? રક્ષણ કે ભક્ષણ ? રક્ષણ કોણ કરી શકે ? સ્વાર્થી કે પરમાર્થી ? માણસાઈ વિના પરમાર્થવૃત્તિ આવે એમ માનો છો ? દેખાવનાજ મનુષ્ય માત્રથી જો દુનિયાનું ભલું થતું હોત, તો જ્ઞાનીયો માણસાઇની આ કિંમત ન આકત એવા પણ મનુષ્યો હોય છે, કે જેઓને પશુની ઉપમા પણ આપવામાં આવે છે : એવા પણ માણસો હોય છે, કે જેને જોતાંજ ત્રાસ થાય : એનો સહવાસ ન થાય તો સારૂં, એવું થઈ આવે માણસ તો ઘણાએ જન્મે છે અને મરે છે માણસોની ખોટ પડવાની નથી : માટે મનુષ્યપણાને જે ઉંચુ કહેવામાં આવે છે, તે તેનામા રહેલી માણસાઇથી જ બધા પ્રકારની સામગ્રીએ સહિત મેળવેલ મનુષ્યજીવન દ્વારા જો ધારે તો દુશ્મનનું પણ ભલું કરી શકે : પણ જે મિત્રનુંય ભલું

ન કરે તે દુશ્મનનું શું કરે? કેવળ બાહ્ય પદાર્થોની સેવામાં પડેલો બીજાનું ભલું કરી શકે? શરીરશુદ્ધિના સઘળા ઉપાયો ચાલુ હોય સ્નાન કરે, મ્હોડું સાફ કરે, સારાં કપડાં પહેરે, તેલ લગાવે એ શેની શુદ્ધિ છે? મેલે શરીરે-મેલે કપડે-કપડાં રીતસર પહેર્યા વિના બહાર ન નીકળાય! આ ઢંગ બરાબર જોઇયે એ અંતરંગશુદ્ધિ છે કે બાહ્યશુદ્ધિ? જેઓ બાહ્યના રૂપાળા હોય અને અંતરના મેલા હોય, તેઓ આત્મ શુદ્ધિ કરી શકશે? નહિજ પણ માહી શું છે, એ આજે જોવું છે કોને? દુનિયાની દૃષ્ટિ આજે કેવળ બાહ્ય ઉપર વળેલી છે, તેને આપણે બીજે રસ્તે વાળવી છે અમૂક દાન કરાવવું એ વાર છે દાતાર બનાવવા પહેલાં એનામાંથી પારકાનું ઝૂટવી લેવાની વૃત્તિ કઢાવવી જોઈએ. જ્ઞાનીઓ કહે છે કે-દાતાર ભલે મોડો બને, કારણ કે-જે દાતાર નથી બન્યો તે બહુ નુકશાન નહિ કરે, માત્ર તેના દાનથી જે લાભ થવાનો તે નહિ થાય પણ દાતાર ન થાય ત્યાં સુધી લુંટવાપણાની વૃત્તિ તો નાશ પામવીજ જોઇયે. ધર્મી દાતાર ન હોય તો ચાલે, ત્યાગ ન કરી શકે તો તે નભે, પણ ગુણના પ્રતિપક્ષી દુર્ગુણો આવી પડ્યા છે, તેનું શું થાય? જેઓ આત્માને ભૂલી શરીરનીજ ચિંતામાં પડ્યા છે, 'મારૂં શું?'-એ સ્વપ્ને પણ જેઓને યાદ ન આવતું હોય તેને વારવાનો રસ્તો છે? શરીરની સેવામાં પડેલા-આત્માને ભૂલી ગયેલા, મનુષ્યપણું પામવા છતાં -ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ કર્યા છતાં, જગતને લાભરૂપ કરતાં શાપરૂપ થાય છે શક્તિહીન કરતાં શક્તિસંપન્ન, જો પોતાની શક્તિને યોગ્ય માર્ગે ન વાળે તો ભયંકર છે પોતાની શક્તિને

-માર્ગે ન વાળે તો શક્તિહીન કરતાં શક્તિવાળા ઘણા ભયંકર છે. જેના જ્ઞાનમાં ત્યાગ નથી, જે જ્ઞાનીને ત્યાગ વરેલો નથી, તેવા જ્ઞાની અજ્ઞાની કરતાં ભયંકર છે. શક્તિ આવી તે કામ તો કરશે, કામ કર્યા વિના રહેવાની નથી, માટે તેની પાસે યોગ્ય કામ લેવાનો પ્રયત્ન કરવામાં નહિ આવે, તો જરૂર તે ઉંધું કામ તો કરવાનીજ. આપણને મનુષ્ય જીવનરૂપી ઉંચામાં ઉંચી વસ્તુ મળી છે તેથી પુણ્યવાન્ તો ખરા. શક્તિ અને સામગ્રી તો મળી: હવે આપણે ભયંકર કે મનોહર છીએ, એ વિચારવાનું છે. મનુષ્ય બન્યા એથીજ મલકાવાનું નથી: પશુ કરતાં મનુષ્ય થયા એટલા માત્રથીજ રાજી થવાનું નથી. દુનિયાની સરકાર પણ પશુઓ માટે કાયદા કરતી નથી. પશુ માથું મારે તો ફરીયાદ ન ચાલે: તમે ઠોંસો મારો તો ચાલે. કારણ, તમને માણસ માન્યા. દુનિયાની સરકાર પણ તમારો હોદ્દો ઉંચો ગણે છે: વધારે યોગ્યતા સમજીને કાયદો કર્યો. પશુને અક્કલ વિનાનાં માન્યાં, એથી એ માથું મારે તો પણ એની ફરીયાદ ન સાંભળે. કાયદા કરનારે માન્યું કે–પશુ એ અજ્ઞાન છે. મનુષ્યમાં જ્ઞાન આવ્યું તેથી એની યોગ્યતા વધી અને જવાબદારી પણ વધી. જંગલનું શિકારી હિંસક જાનવર દુનિયાનો જેટલો સંહાર ન કરે, તેટલો હિંસક બનેલો એક માનવી કરે. સંખ્યાબંધ હિંસક પ્રાણીઓને ભેળાં કરવામાં આવે એ જેટલું નુકશાન ન કરે, એટલું દુનિયામાં અધમ બનેલો એક માનવી કરે. પશુ બુદ્ધિહીન હોવાથી યોજનાપૂર્વક સંહાર કરતો નથી. મનુષ્યમાં બુદ્ધિ આવી એટલે પરિણામ ભયંકર. એક આત્માને એક શક્તિ દેતાં પહેલાં તેનામાં

યોગ્યતા કેળવવી જોઇએ કુપાત્રે પડેલી શક્તિ વિનાશ કરશે પુણ્યયોગે માનવભવ મળ્યો મનુષ્ય જન્મમા દીવ્ય શક્તિથી પણ વધી જાય તેવી શક્તિ છે ઉંચામા ઉંચી શક્તિ પ્રાપ્ત થઈ છે તે શક્તિ વડે વિનાશક બનવુ છે કે રક્ષક ? ગામ શ્રીસપન્ન બન્યા પછી હવે જગતના નાશક કે રક્ષક બનવુ, તે તમારા હાથમા છે આજકાલ એવું બન્યું છે કે–" અમે કોણુ ?" એ ભાવના પ્રધાન થઈ છે તમે ગમે તે હો, પણ "તમે કર્યું શું ?" એ કોઈ પૂછતુ નથી આજે હુંકારનો વાયુ થયો છે હું એ કહી રહ્યો છુ કે–તમારી જાતને ભાગ્યવાન્ માનવા પહેલા–મોટામા મોટી, સારામા સારી અને ઉંચામા ઉંચી માનતા પહેલા, તમારી કરણીનો પહેલો વિચાર કરો હું કોણુ ?, એ અહકારદ્યોતક પ્રશ્ન ન પૂછો પણ મ્હેં શુ કર્યું ?, એ આત્માને પૂછો એ શિવાય આત્મશુદ્ધિનો બીજો રસ્તો નથી

'મરીને કયા જવુ છે ?'–એનો વિચારજ નહિ !

જો તમે શેઠ કહેવાતા હો ને તમારા કાર્યો શ્રેષ્ઠ ન હોય તો શેઠ ન કહેવડાવજો કોઇ કહે તે ઘડી નીચું ઘાલો એમ કહો કે–' કહો છો તે જાતિની યોગ્યતા મારામા નથી ' અમૂક જાતિની શક્તિ અને સામગ્રીને પામ્યા, તે આપણા બધા માટે મહાન્ પુણ્યનો ઉદય છે એમા કોઇ ના પાડી શકે એમ નથી મળ્યું એમા કોઇ જાતિની શકાને સ્થાન નથી પણ તે મળેલું સાર્થક કરવાની લાયકાત કેળવી શકીએ નહિ ત્યા સુધી નિરર્થક છે જે માણસાઇ વિનાનો મનુષ્ય ભવ નકામો છે, તે માણસાઇ કહેવી કોને ? બીજી બધી જાતિની કેળવણી ધ્યો, આત્મશુદ્ધિના ઉપાયો

તો પણ તે, તે માણસાઇ લાવી શકતી નથી. એ શિક્ષણ જૂઠું છે. આડી-અવળી ચોપડીયો વાંચવાથી તે આવી જતી નથી. જગતનું રક્ષણ કરવાની ઉંચામાં ઉંચી ભાવના, એનું નામ માણસાઇ. અમલ ન થાય તો પણ વિચારણા તો એ ચાલવી જ જોઇએ. એકજ વિચાર કરવામાં આવે કે-'માનવજીવન પામ્યા છીએ તો અમારા નિમિત્તે-અમારા પ્રયત્નથી ઘણાનું રક્ષણ કેમ થાય!' બીજાનું રક્ષણ કરવાની ભાવના આવી, તેમાં પોતાના રક્ષણની તો આવીજ ગઇ. પ્રશંસા માટે કે મોટાઇ અંકાવવા માટે દાતાર બનેલાને લૂંટ ચલાવતાં વાર નહિ લાગે: સામાનું ભલું કરવા દાતાર બનેલાથી કોઇ દિવસ પણ લૂંટ ચલાવાશે નહિ. દાતાર સાચો તે, કે જે અનીતિથી એક પાઇ પણ તીજોરીમાં મૂકવાની ભાવના ન રાખે. 'રોજ પાંચ ઘર ફાડું અને રોજ સેંકડોનું દાન દઉં'-એવું કોઇ કહે એને તમે દાતાર માનો? એવા દાતારની પ્રશંસા કરવા તમે તૈયાર છો? દાનધર્મની આરાધના કરવા ચોરી કરવામાં વાંધો ખરો કે નહિ? એવા દાતારથી તો તમે પણ ડરો છો: કારણકે-'આજે પાડોશીનું ઘર ફાડશે, તો કાલ મારૂં પણ ફાડશે.' એવાની હયાતિ હોય એમાં દુનિયાનું શું શ્રેય છે? કોઇ એમ કહે કે-'ખરાબ કામ કર્યું, પણ હેતુ કયો?' દાનના સારા હેતુથી ખરાબ કામ કરવામાં હરકત શું?-એમ માનશો તો સારાં કામ રહી જશે અને દુનિયામાં ખોટાં કામોનું સામ્રાજ્ય ફેલાશે. ધર્મ નિમિત્તે ચોરી વિગેરે કરવાની છૂટ આપીને રાજ્ય જો પોલીસ ઉઠાવી લે, તો આજે તમારા બધાનાં જીવન જોખમમાં મૂકાઇ જાય અને જ્યાં જાય ત્યાં લાસો દેખાય. 'ધર્મના નામે આજે

ત્યાગની વાતો ચાલે છે, તે બીનજરૂરી છે'–આવી ભાવના આજે ઠામઠામ ફેલાવવામાં આવે છે 'વીસમી સદીમાં ત્યાગની વાત કરવી તે બેવકુફી છે! તેની જરૂર શું?'–આમ કહેનારાઓને હુ કહું છુંકે–'જેણે સુખપૂર્વક જીવવું હોય તેણે ત્યાગની ભાવના હૃદયમાં ઘાલ્યા શિવાય છૂટકોજ નથી!'

*

સમય પૂર્વના કાળ કરતા ભયંકર છે. પૂર્વે ધર્મનાં બંધન હતા, તેના કરતા અત્યારે કંઇ ગુણાં વધારવાની જરૂર છે: કારણ કે–દાભિકતાનુ જોર વધતું જાય છે આજે શઠ છતાં શેઠ લખાવનાર બહુ છે: માણુસાઈ ન છતા માણુસ તરીકે બહાર આવવા રાજી છે. ઉદારતા વિના દાનવીરનો ઇલ્કાબ લેવાવાળા ઘણા છે· 'આવે ઉગમણે અને આથમણે ભાગે'–એવા શૂરવીરનો ઇલ્કાબ લટકાવી ખૂશીથી ફરી શકે છે. તીજોરી તળીયાંઝાટક હોય છતા લાલચોળ પાઘડી પહેરી મોટરમાં ફરી શકે છે: પૂર્વે પાને હોય તેમાંથી પણ થોડુ રાખીનેજ વેપાર કરતા, જ્યારે આજે પાચ ઉપર પચાસનો વેપાર થાય છે: કારણ કે ભાવના જૂદી છે. આવે તો ઠીક છે અને જાય તો પાઘડી ફેરવવી છે, આ એક મનોવૃત્તિ જાગી છે આવા પાસે આત્મશુદ્ધિના ઉપાયો મૂકવા, એ પણ બહુ જોખમભર્યું છે પોતાના દોષ છૂપાવવા આત્મશુદ્ધિના ઉપાયોને પણ કલંકિત કરતાં વાર ન કરે એવાની સખ્યા નાનીસુની નથી. મનુષ્યજન્મ પામ્યાની જોખમદારી મોટી છે જન્મીને મરવાજ જન્મ્યા હો તો મારે કાંઇ કહેવાનુ નથી ખાઇ લીધું, પી લીધું, પહેરી લીધુ, ભોગવી લીધુ, મોજ મારી લીધી, એ ખરૂં–પણ કયાં જશો? પરલોક

માનો છો ? ક્યાંકથી આવ્યા છો અને ક્યાંક જશો, એ તો નક્કી છેને ? એનો વિચાર કરી લીધો છે ? બહાર ગામ જવું હોય તો બધો વિચાર કરો છો : ખાવાપીવાનુ વિગેરે સાથે લઇ લો છો એકથી બીજે ગામ સુધી જવું ત્યાં આટલી સામગ્રી અને મરીને ક્યાં જવું છે ?, તે પછી કયી દશામાં ક્યાં જઇને પડવું પડશે ?, ત્યાં કોઇ આડતીયો સામો લેવા આવશે કે કેમ ?–આટલોય વિચાર ન કરે એને મારા જેવો તો માણસ ન કહે દુનિયાના અનુભવી, ડાહ્યાડમરા અને બુદ્ધિના નિધાન ગણાતા એવા તમે–' અમારે ક્યાં જવું છે '–તેનો ય વિચાર કર્યો નથી, તો તમને શું કહેવું ? આ વિચાર મનુષ્ય જેવાને ન આવે, એ શું કહેવાય ? 'આગળ કોણે જોયું છે ? થવાનું હશે તે થશે !'–આવું બોલનારા, ખરેખર, પોતાની બુદ્ધિનુ લીલામ કરે છે અત્યારે છે તો પૂર્વનુ ભોગવો છો, એ તો તમે બધા માનો છો ને ? તમારા કરતાં અધિક શક્તિવાળા કંઈ રખડે છે, એનો કોઇ ભાવ પણ પૂછતું નથી અને તમે નિર્બળ છતાં તમારી સેવા કરનારા ઘણા છે એનું કારણ ?

*

જે બુદ્ધિનો સારો ઉપયોગ ન કરે, તેનો હું તો શું પણ પરમાત્મ કોટિના આત્માઓ પણ ઉદ્ધાર કરવાને અસમર્થ છે અજ્ઞાની સારો, કાં તો જ્ઞાની સારો, પણ વચ્ચેનો ત્રિશંકુ જેવો તો બહુ ખોટો એક કવિએ કહ્યું છે કેઃ—

" अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं, ब्रह्माऽपि नरं न रंजयति ॥१॥ "

*

'અજ્ઞાની સુખપૂર્વક આરાધવા યોગ્ય છે અને વિશેષ જાણનારો અતિ સુખપૂર્વક આરાધવા યોગ્ય છે, પણ જ્ઞાનના લેશથી દુર્વિદગ્ધ બનેલા માણસને બ્રહ્મા પણ નથી રીઝવી શકતા ' અજ્ઞાનીમા એક ગુણ છે કે—તેને જેમ વાળો તેમ વળે જ્ઞાનીમા પણ એ ગુણ છે કે—તે ઝટ વસ્તુને સમજી જાય પરતુ ન જ્ઞાની હોય અને ન પોતાને અજ્ઞાની માને, એનો ઉદય કોણ કરે ? કોઇ નહિ આપણને સૌ સારા કહે એ ગમે છે, પણ સારા થવાની કરણી ન હોય તો શાસ્ત્ર કહે છે કે—જેવા હોઇએ તેવા કહે એ મજેનુ છે

## ધર્મભાવના શાથી ઘસાય છે ?

સૌથી પહેલા એ નિશ્ચય કરવો જોઇએ કે—જે માણસાઈની જરૂર છે તે આવી કે નહિ ? એ આવી જાય તો બીજા ગુણો લાવવા છે, તેને માટે ઝાઝી મહેનત નથી જમીન યોગ્ય હશે તો તેને બીજ અને પાણી મળવાથી પાક થઇ જશે તેવી જ રીતિએ એક માણસાઇ ગુણ આવી જાય તો બીજા ગુણો વગર બોલાવ્યે, વગર મહેનતે અને વગર પ્રયત્ને પણ આવી જશે ' મનુષ્ય ભવને પામેલા આત્માએ શુ કરવુ જોઇએ'—તે જાતિનો વિચાર દૃઢ, મજબૂત અને શકારહિતપણે થઇ જવો જોઇએ મનુષ્ય પરમાર્થ વૃત્તિવાળો નહિ હોય તો ચાલશે, પણ કેવલ સ્વાર્થી નહિ ચાલે ઉંચી નીતિપૂર્વક ચાલનારો નહિ હોય તો નભશે, પણ અનીતિ તો નહિ જ નભે ઉપકાર ન કરે એ જૂદી વાત છે, પણ અપકાર કરનાર તો નહિ જ હોવો જોઇયે !

આત્મશુદ્ધિના ઉપાયો

રોજ સવારે ઉઠીને આત્માને પૂછે કે–મેં કર્યું શું ? કરવા લાયક શું ? ખોટા આડમ્બર માટે, મોટાઈ માટે મ્હેં કેટલું કર્યું અને મારા આત્માના ભલા ખાતર કેટલું કર્યું ? મારૂં શું ? આ દેહ કે આત્મા ?' પરન્તુ એને બદલે તમે–'હું કોણ ?' એ અહંકારમાં ન પૂછો ! ચોર પણ પોતાની જાત માટે શાહુકાર શબ્દ લખાવે છે. માટે પોતાની સ્થિતિ જેવા સ્વરૂપે હોય તેવા સ્વરૂપે પીછાણીયે, એ પહેલામાં પહેલો ગુણ : તો જ શરીરની સેવા ઉપર અંકુશ આવશે. જીંદગી સુધી શરીર થાબડી મરી જઈએ એટલે મોક્ષ મળશે એમ માનો છો ? પૂર્વના ઋષિ મહર્ષિયોએ તપશ્ચર્યા કરી, એ એક જાતનું ગાંડપણ હશે કેમ ? તપજપની વાતો વાહીયાત છે ? નહિ જ. ખાવાપીવાનું છોડવાથી આત્માને સુખ મળે છે એવી તમારી માન્યતા છે ને ? આજે ધર્મ જેવી વસ્તુ લગભગ ભૂંસાતી જાય છે : ધર્મના વિચારો ગૃહસ્થનાં કુળોમાંથી નાશ પામતા જાય છે : ધર્મના વિચારો અને ધર્મની ભાવના દિવસે દિવસે ઘસાતી જાય છે : કારણ કે–ઉત્તમ પ્રકારની માન્યતાઓ નષ્ટ થતી જાય છે. કોઈપણ રીતે એને જાગૃત કર્યા વિના છૂટકો નથી.

### ધર્મ માટે શાથી ફુરસદ નથી ?

શરીરશુદ્ધિ માટે શરીરમાં રહેલા રોગ વિગેરેને કઢાવવા કેટલા પ્રયત્ન થાય છે ? બહારથી સુંદર દેખાવા જે રીતે પ્રયત્નો થઇ રહ્યા છે, તેજ રીતિએ અંદરનું તપાસવા માંડો. શરીરમાં જરા ગરમી ચડી આવે, એટલે આપોઆપ વૈદ્ય પાસે જવાય છે : ભૂખ લાગે કે તરત ખાવા મંડી પડો છો :

પૈસા મેળવવા માટે ભણવું જોઇયે, એ કહેવું પડે તેમ નથી ' મોજશોખ માટે કેમ વર્તવું, એ ખાસ શીખવવું પડે એમ નથી એ તો શીખેલા જ છો ધર્મગુરૂએ તો એજ શીખવવાનું છે કે–જેટલી બહારની શુદ્ધિની દરકાર કરો છો, એટલી અંદરની કરો ! કારણ કે–ફક્ત તે વસ્તુ તમે તમારી મેળે કરો તેમ નથી પૈસા કોઈ પાસેથી લઇ લેવામાં, રસ્તામાં પડેલા તીજોરીમા મૂકવામાં, પારકાના પૈસા પોતાના કરી લેવામા, સામાની પાસેથી ચાલાકી કરી કામ કાઢી લેવામાં, તમારા જેવાને શીખવવું પડે એમ નથી : પણ તેથી ઉલટું શીખવવું પડે એમ છે : માટે મારે તમને દિશા ભૂલ્યા છો, એમ કહેવું જોઇએ ને ? 'પૌદ્‌ગલિક સ્વાર્થ માટે–શરીરની સેવા માટે પાપકર્મો કરતા નહિ !'–એમ કહેવામાં હરકત છે ? 'બધુ છે, એક માણસાઇ નથી . બંગલા, બગીચા, સાહ્યબી, કુટુંબ, પરિવાર, ઋદ્ધિ, સિદ્ધિ, ગાડીઘોડા, મોટર વિગેરે વસ્તુઓ માણસાઈ વિના એકાંતે ભયકર છે'–એ જરાય ભૂલવા જેવું નથી! વધારે બંગલાવાળાઓને તમે મોટા માણસ કહો છો . વ્યવહારમા કદાચ તેને મોટા કહો તેમાં વાંધો નથી, પણ તમને તો પાછી એવા મોટા થવાની ભાવના છે તમારા આદર્શ અને તમને અનુકરણીય માણસ કોણ ? તમારે માટે આત્મશુદ્ધિ કરવા માટે આદર્શ કોણ જોઇએ ? મ્હોડુ ચોખ્ખુ છે કે નહિ, એ જોવા માટે આરીસો કેવો જોઈ યે ? કાટવાળો, ધૂળ ચઢેલો કે કાજળના ચાંલ્લા ચોંટેલો ? આરીસો જોવાનું પ્રયોજન એ છે કે–સાફસુફ કર્યા છતાં ઝીણામાં ઝીણો ડાઘ રહી ગયો ન હોય. તમારે માણસ બનવા માટે આદર્શ

તરીકે બંગલા, બગીચા અને મોટરવાળા કે રાજગાદી ઉપર આરૂઢ થયેલા જોઈએ છે કે કોઇ બીજા ? તમે કોને આદર્શ તરીકે સામે રાખો તો ઉછળતી વિષયની ઇચ્છાઓ અને પાપની તૃષ્ણાઓ આપોઆપ નષ્ટ થઇ જાય ? ત્યાગીને કે રાગીને ? લોભીને કે સંતોષીને ? લક્ષ્મીના લાલચુને કે વિરક્તને ? આજે તો મને સમજાતું નથી કે-તમે જીવો છો તે જીવવા માટે કે મરવાની આળસે ? એટલે કે-મરવું ન ગમે તેથી ? તમારા વેપાર જીંદગી માટે છે કે વેપાર માટે જીંદગી છે ? પૈસા માટે તમે છો કે તમારા માટે પૈસો છે ? ઘર માટે તમે છો કે તમારા માટે ઘર છે ? આજે કહીએ કે 'ધર્મકર્મ કરો છો ?'-તો કહે છે કે-'સમય નથી : વેપાર એવા થઈ ગયા કે લાચાર છીએ : ઉંઘ પણ સીધી નથી આવતી ' શાથી ? ધર્મ રહ્યો તેથી કે ગયો તેથી ? માણસાઇ ખીલી એથી કે પશુતા ખીલી એથી ?

## ધર્મકળા, - સર્વ કળાનું મૂળ !

આત્મશુદ્ધિનો વિચાર અને એની વાત કરતાં પહેલાં આત્માનો ખ્યાલ ન હોય ત્યાં શું થાય ? તમારે જો કોઇ પણ રીતે તમારો અને તમારી પાછળવાળાનો ઉદ્ધાર કરવો હોય, તો પ્રથમ માણસાઈ કેળવવી પડશે તે આવી ગયા બાદ 'હું જગત્‌નો રક્ષક છું પણ ભક્ષક નથી-સહાયક છું પણ નાશક નથી ને પરમાર્થ કરવા બંધાયેલો છુ'-એ નક્કી થશે આગળના વખતમાં સઘળી કળા ભણીને આવેલા માટે પણ, ધર્મકળા ભણે નહિ ત્યાં સુધી બધી કળાઓ નકામી ગણાતી

એક ધર્મકળા વિના બધી કળાઓ, એક વિવેક વિનાના બધા ગુણો હોય તેવી છે શરીરે રૂડા રૂપાળો હોય, પણ એક નાક નથી–તેમ ધર્મકળા વિનાની બધી કળાઓ છે બધું જાણે, પણ આત્મા શુ અને આત્મસુખના સાધન કયા ? એ ન જાણે ત્યાસુધી બધુ જાણેલુ નિષ્ફળ છે ધર્મકળા ઉપર બધજી કળાની સફળતા અવલમ્બી રહેલી છે તે વિના બધી નિષ્ફળ છે આજે જે ધાધલ કે ઘોઘાટ થઇ રહ્યો છે, તેનું મ્હોટામા મ્હોટુ કારણ કોઇ પણ હોય, તો તે બીજુ કોઇ નહિ પણ કેવળ ધર્મના શિક્ષણનો અભાવ છે મોટા ડીગ્રીધર બન્યા, પદવી મેળવી, પણ ધાર્મિક શિક્ષણ ન મેળવ્યું, પુણ્ય પાપને ન જાણ્યું, હેય-ઉપાદેયને ન સમજ્યા, ત્યાસુધી ઉદય થઇ શકવાનો નથી

ચાર વસ્તુઓ ખીલવવાની જરૂર

જે મનુષ્ય આત્માની શુદ્ધિ કરવા માગતો હોય, તેણે આ ચારે વસ્તુઓ જરૂર ખીલવવી જોઇએ

" हेय हानोचित सर्वे, कर्त्तव्य करणोचितम् ।
श्लाघ्य श्लाघोचित वस्तु श्रोतव्य श्रवणोचितम् ॥ १ ॥ "

*

" ૧ હેયને તજવાનું તજવા યોગ્યને તજવા લાયક જાણી તેને તજવા માટે શક્તિ મુજબ ક્રિયા કરવાની

" ૨ કરવા યોગ્યને જાણી યથાશક્તિ અમલમા મૂકવું

ઉપાયો

"૩ જે પ્રશસા કરવા ચોગ્ય હોય તેનીજ પ્રશસા કરવી
"૪ અને સાભળવા ચોગ્ય હોય તેને સાભળવુ"



તજવા ચોગ્યજ તજો !

આત્મશુદ્ધિ કરવાને માટે પ્રયત્નશીલ બનેલા આત્માએ સૌથી પહેલા આત્માને અનર્થ કરનારી બધી વસ્તુઓને સમજીને, એને સર્વથા છોડવી જોઇયે ન છૂટે ત્યા સુધી એને છોડવાના પ્રયત્નમા રહેવુ જોઇએ વ્યાધિ થાય કે તરત ચિકિત્સક નાડી હાથમાં લે સૌથી પહેલા મળ સાફ કરવા દસ્તની દવા આપે કારણ કે-જ્યાસુધી અદર મળ છે ત્યાસુધી આપેલ ઔષધ મળમા વધારો કરશે તેવીજ રીતે મોટામા મોટા ચિકિત્સક જ્ઞાની પુરૂષોએ, આત્મશુદ્ધિ માટે પહેલામા પહેલો ઉપાય એ કહ્યો કે-'તજવા ચોગ્યને જાણી પહેલા તેને તજવુ' તજવા લાયક શુ ? હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ વધારે ગણીએ તો ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે અઢારેય પાપસ્થાનક અઢારે પાપસ્થાનક તમારે તજવા ચોગ્ય છે, એવું માનો છો ને ? આ તમારી ખાત્રી છે કે-હિંસા વિગેરે તજવા ચોગ્ય છે એને તજે એ પુણ્યવાન છે એવુ પણ માનો છો ને કે-'અમે નથી તજતા માટે પાપી છીએ, કમજોર છીએ, હીનસત્ત્વ છીએ અને એનો ત્યાગ કરે તેજ સારા અને ઉંચા!' એને જ તમે હાથ જોડા, પૂજો, એના પગમા પડો, એની સેવા કરો, એની આજ્ઞા માનવાની કબુલાત કરો, એ ખરૂને ? 'નથી તજતા માટે કમનશીબ છીએ, સત્ત્વહીન

છીએ, બળવાન છતા નબળા છીએ'-એમ પણ માનો છો ને? એને તજવાવાળા, એ તજવાનું કહે તો ના પડાય નહિ, એટલી લજ્જા છે? આટલી લજ્જા પણ હોય તોએ કલ્યાણ થાય હિંસા કરવાથી લાખોની મિલ્કત મળતી હોય કે જુઠુ બોલવાથી ગમે તેટલો લાભ થતો હોય, પણ તે ન જોઇએ કોઇની સારામા સારી ચીજ પણ આપ્યા વિના લેવી ન જોઇએ અબ્રહ્મચર્ય મહાપાપ છે પરિગ્રહ-પૈસાટકાની મૂર્છા ટે તો કલ્યાણ! આ માનો તો મારી અને તમારી વચ્ચે મેળ આજે આવી જાય અમે એ મનાવવાની મહેનત કરીએ છીએ આજે અત્રે બેઠેલા બધાઓ એવી પ્રતિજ્ઞા કરવા તૈયાર થઈ જાવ, તો દુનિયામા ખરાબ કહેવાય કે સારૂ કહેવાય? બહારગામના જોવા આવે કે ગાળો દે? હુ કહુ છુ કે-ત્યાગીની સામે જે વિરોધ કરે છે, તે પણ જોયા વિના એકવાર તો રહે નહિ અને જોવા આવનારાઓથી પદર આની ભાગ તો શિર ઝુકાવ્યા વિના રહે નહિ જે વસ્તુ ત્યાજ્ય છે-તજવા યોગ્ય છે એને કોઇ તજે, તજવાનું કહે, એ કાઈ આ દુનિયાનો ગુન્હેગાર નથી તજનારની પુઠે ચાર રોનાર પણ હોય, કોઇને દશ હોય, પદર હોય કે વીસ હોય માની લઇએ કે રોવરાવનારો છે, તો પણ ચાર દહાડા! પરન્તુ નહિ તજીને એમા ને એમા પડી રહેનારો રોજ અનેકને રોવડાવે છે, તેનું શુ? એક માણસે તજવા યોગ્યને તજ્યું, ત્યારે તેની સાથે જેઓને સ્વાર્થ બધાયો હતો, તેઓએ ચાર દિવસ રૂદન તો કર્યું જો કે-તજનારને તેની સાથે લાગતુ-વળગતું નથી, પણ માની લો કે-લાગે, તો પણ કેટલા

દિવસ ? સારામા સારો ઘરનો પાલક મરી જાય, તો ઘરનાં કેટલા દિવસ સાચુ રોવે ? મરી ગયો એ ઘડી જે આંસુ આવ્યાં તે સાચાં, પછીનાં પ્રાય બનાવટી : એવી રીતે ઘરનો મોટો સારો ગણાતો અહીં આવે, ત્યારે કદાચ રૂદન અને કલેશ પણ થતો હોય, તો ગણત્રીના દિવસો ! એ બીકે તજવા યોગ્યનો ત્યાગ ન કરતાં, મરતાં સુધી ત્યાં પડી રહે નારો રોજ કેટલાને રોવડાવે ? અમે રોવડાવ્યા અને તમે હસાવનારા હશો કેમ ? 'આપત્તિ કરનાર, ઘણાને દુ ખી કરનારા અમે કે તમે ?'–આ વાત સમજાતી નથી, એનેજ લીધે તજવા યોગ્ય વસ્તુઓ તજાતી નથી ! આત્મ-શુદ્ધિનો પહેલો ઉપાય તજવા યોગ્યને તજી દેવું એ છે : અને એમ કરતા કોઇ સ્વાર્થના માર્યા રડે એથી મુંઝાવુ ન જોઇયે જેના યોગે હજારો આત્માને પીડા કરવામાં આવતી હતી તે બધ થાય–હજારોને રૂદન કરાવવાનું મટી જતું હોય–હજારોની ખરાબી અટકી જતી હોય–તો ચાર દિવસ માટે ચાર પાચ આદમી રોતા હોય, તેની દરકાર કરી, વર્ષો સુધી અનેક આત્માઓને પીડવા, એ કયી બુદ્ધિમત્તા છે ? પણ એ કોણ કરી શકે ? ધર્મકળા ભણ્યો હોય તે આ ઉપરથી ધર્મશિક્ષણ–ધર્મકળા દાખલ કરવી, એ પહેલામા પહેલું કર્તવ્ય સિદ્ધ થાય છે

## ધર્મશિક્ષણ સંબંધી દૃષ્ટાન્ત

આ વિષય ઉપર પ્રસગોપાત એક ટુકી વાર્તા અત્રે કહી દઉં એક રાજાએ પોતાના ચાર બાળકોને

અનેક પ્રકારનું શિક્ષણ આપ્યું. એક મોટા શિવાય નાના ત્રણેયે ધર્મશિક્ષણ પણ લીધુ મોટાએ ધર્મશિક્ષણ લીધું હોત તો જે પરિણામ આવ્યું એ ન આવત રાજા ભાગ વ્હેચીને જવાનો હતો, પણ તે પહેલા તો તે ખલાસ થઇ ગયો તે ગયો તેમ તમારી પણ વ્યવસ્થા પૂરી થતી નથી એમ માનશો કે–'વ્યવસ્થા કર્યા પછી ધર્મ કરીશું'–તો તે ખોટુ છે

ત્રણ બાલકો ભેગા થઇને મોટા ભાઇને કહે છે કે–'વડિલ આપ, ગાદીની માલીકી આપની, આપ ગાદી પર બેસો, અમે ત્રણ સેવક તરીકે રહી આપની સેવા કરીશું આપના નાના ભાઈ છીએ તેથી આપની સેવામા અમને શરમ નથી, પણ અમને ત્રણેને રહેવા માટે એક એક ગામ આપી દો' ધર્મકળાના જ્ઞાતા હતા તેથી મોટા ભાઇના હક્ક ઉપર ત્રાપ મારવાની બુદ્ધિ થઇ નહિ

મોટો કહે છે કે–'ગાદીનો માલીક હું તમે નોકરી કરો તમને ગામ આપુ નહિ!'

પેલા ત્રણ કહે છે કે–'પિતાજી તો બધાને સરખો ભાગ આપવા માગતા હતા, પણ અમે તો એકેક ગામ માગીએ છીએ'

તેણે કહ્યુ કે–'રહેવું હોય તો નોકર થઇને રહો'

આ ત્રણે ધારે તો રાજ્ય ઉપર ઉપદ્રવ કરી શકે એમ હતા' બહારવટુ પણ કરી શકે તેમ હતા: પણ ધર્મકળાના જાણકાર હતા તેથી રાજ્ય ઘરબાર મૂકી ચાલી નીકળ્યા. રહ્યા નહિ, તેમ લડયા-ઝઘડયા પણ નહિ!

...દ્ધિના ઉપાયો

ત્રણે ફરતા ફરતા રાજા વીરધવલની રાજધાનીમા આવ્યા તેના મત્રી વસ્તુપાળ અને તેજપાળ હતા તેમની બુદ્ધિ તેજ હતી અને ધર્મથી સુવાસિત હતી વસ્તુપાળે ઓળખ્યા કે–કોઇ રાજપુત્રો છે સન્માન–સત્કાર કર્યો ગાદીએ બેસાડીને વિનતિ પૂર્વક પૂછ્યું કે–'આપ કોણ છો?'

તેઓએ ઓળખાણ આપી અને કહ્યુ કે–'રાજ્યની સેવા માટે આવ્યા છીએ'

'નોકરી શું લેશો?'

'લાખ લાખ સોના મહોર'

મત્રી વસ્તુપાળે કહ્યુ કે–'આ રાજ્યમા મુશ્કેલ છે–છતા આપ રાજસભામા પધારજો રાજા વીરધવલને વાત કરીશુ બની જાય તો સારી વાત છે'

રાજસભામા આવ્યા યોગ્ય આસને બેસાડી રાજા તરફથી સન્માન કર્યું રાજાને પૂછ્યું ત્યારે રાજા મત્રી સામે ફરીને કહે છે–'ત્રણ લાખ સોના મહોર? ત્રણ લાખ સોના મહોરમા તો ત્રણ લાખ સૈનિકો ઉભા કરીએ'

વસ્તુપાળે સૂચવ્યું કે–'મહારાજ! ભૂલ થાય છે ત્રણ લાખ નહિ કરી શકે તે ત્રણ કરશે' પણ વીરધવલે માન્યુ નહિ તેથી વસ્તુપાળ કહે છે કે–'અહિં સ્થાન નથી'

તેઓ ત્યાથી વીરધવલના દુશ્મન રાજા પાસે ગયા તે તુરત સમજી ગયો કહ્યુ કે–'જાવ, ત્રણને બદલે છ લાખ' કારણ કે–તેણે વિચાર્યું કે જેઓ ત્રણ લાખ સોના મહોર માગે છે, એ સામાન્ય નહિ હોય!

તેઓ રોજ પૂછે છે કે–'મહારાજ! કાંઇ કામ ?'

રાજા કહે છે કે–'આપની પાસે કામ ન હોય. સાહાબી કરો' પણ રોજ પૂછવાથી રાજાએ કહ્યુ કે–'રાજા વીરધવલ સાથે મારે દુશ્મનાવટ ચાલે છે. મારી સેના ઓછી છે અને એની મોટી છે માટે જીતી શકતા નથી'

તેઓએ કહ્યુ–'મોકલો દૂત ખબર આપો અને ચઢાઇ કરો.'

દૂત આવ્યો કે વસ્તુપાળે કીધુ કે–'ત્રણ ત્યા ગયા જે દુશ્મન માથુ નહોતો ઉઠાવતો, તે આજે આહ્‌વાન કરે છે'

બન્ને સેના યુદ્ધ માટે ભેગી થઇ શરૂઆતમા ત્રણેય રાજકુમારોએ એક એક બાણ ચઢાવીને ચીઠ્ઠી સાથે ત્રણેના હાથમા મોકલી આપ્યા વસ્તુપાલ–તેજપાળ રાજાની પડખે ઉભા છે આજે કાઇ નવાજુની થવાની છે એમ તે સમજે છે

ત્રણે બાણ આવીને પડયા ચીઠ્ઠી વાચી 'ત્રણ લાખ સોના મહોરથી જેટલા સૈનિકો પેદા કર્યા હોય તેટલા સાથે રાખી ઉભા રહેજે, અમે આવીયે છીએ'

ધર્મી હતા માટે આ બુદ્ધિ આવી આવુ બળ ધર્મહીનમા હોય તો સત્યાનાશ વાળે. આ તો પહેલા દુશ્મનને સાવચેત કરે છે

વસ્તુપાળે કહ્યુ–'હવે સાવધ થાવ' તુરતજ ત્રણે જણા સેનાના ભાગને ચીરીને આગળ આવ્યા ત્રણેના કપાળમા વાળપૂર છેટા ત્રણ ભાલા ગોઠવ્યા બધી ચુનદી

સેના સ્તબ્ધ થઈ ગઇ : હથીયાર હથીયારને ઠેકાણે રહ્યાં : તેઓ કહે છે કે–' રાજન્ ! જે મ્હોંઢે પાન ચાવ્યાં, તે મ્હોંઢે કોલસા ચવાય નહિ : ગમે તેવા પણ તમે એક એક પાન રાજસભામાં ખવડાવ્યું છે: એટલો ઉપકાર છે, માટે અમારાથી પ્રાણ ન લેવાય.' આજ તો જેના લાડુ ખાધા હોય, તેનાં ઘર ખોદે તેવા પણ છે ને ?

તેઓએ પછીથી કહ્યું કે–' મંત્રી વસ્તુપાળ તેજપાળ તો પરમ ઉપકારી છે : અમારો સત્કાર કરવામાં તેઓએ કમીના રાખી નથી : પણ સાથે સ્વામીનું લુણ ખાઇએ છીએ : મરાય નહિ, તેમ છોડાય પણ નહિ : યુદ્ધમાં કરવું ઘટે તે કરીને જઇએ : એક ભાલાની અણી વીરધવલના કપાળ ઉપર મારી : વીરધવલ પડી ગયો : વસ્તુપાળ–તેજપાળ તેને લઇ ગયા : વીરધવલના ઘોડાને લઇને પેલા ચાલ્યા ગયા. કલાકો બાદ તો રાજા વીરધવલને મૂર્છા વળી. મંત્રી વસ્તુપાળ–તેજપાળે કહ્યું કે–' મહારાજ ! જોયું. ત્રણ જણાને રાખ્યા નહિ એ ભૂલ કરી નાંખી.'

આપણો મુદ્દો એટલોજ છે કે–ધર્મકળાને પામેલા બળવાનો શક્તિનો કયી જાતિનો ઉપયોગ કરે છે : સ્વામીનું બગડે નહિ અને ઉપકારીને ભૂલે નહિ !

### કરવા યોગ્યજ કરો !

અઢારે પાપસ્થાનકો ત્યાજ્ય છે, તેને તજવા યોગ્ય માની શક્તિપૂર્વક તજવાં, એ આત્મશુદ્ધિનો પહેલામાં પહેલો ઉપાય

છે પાપ રૂપી-ખોટી માન્યતા રૂપી મળ નાશ ન પામે, ત્યા સુધી માનવજીવનની સફળતા થવાની નથી ખોટાને ખોટા તરીકે-તજવા યોગ્યને તજવા યોગ્ય તરીકે માન્યા પછી, પાપને યથાશક્તિ તજ્યા પછી, કરવા યોગ્ય કર્યા શિવાય ચટકો નથી શરીરનો મળ નીકળી ગયો, એની ખાત્રી એ છે કે-શરીરમા સ્ફૂર્તિ આવે તેમ પાપનો મળ નીકળી ગયા પછી કયી જાતીની સ્ફૂર્તિ આવવી જોઈએ? બીજા ઉપાય તરીકે હવે જે કહેવાનું છે તે કરવાનું છે પણે માન્યતામા હતુ તજવા યોગ્યને તજવા યોગ્ય માનીએ, તો કરવા યોગ્યનો રીતસર ઉત્તર દેવો જોઈએ એ ખોટુ છે તો એની પ્રતિપક્ષી વસ્તુ કરવા યોગ્ય છે, એ વાત સાબીત થાય છે કોઈ વધુ કરે, તો કોઈ થોડુ કરે તમે આત્મશુદ્ધિ માટે સમય-પત્રક રાખ્યું છે? જેમ બીજી વસ્તુની નોધ છે, તેમ આની નોધ છે? દુકાને જવાની, ખાવાપીવાની, સુવાની નોધ રાખી છે-પણ આત્મશુદ્ધિ માટે ચોવીસ કલાકમા શુ કરવુ, એ કાંઈ નક્કી કર્યું છે? અત્યાર સુધીની જીંદગી સસાર માટે ગુમાવી, ધર્મનું લીધુ ન સાર્યું, તો બાકીની ધર્મ માટે કેમ સમર્પાય નહિ? એ સમ તવો. જો તમારાથી થવાય તેમ હોય તો સાધુ થાવ અને ન થવાય તેમ હોય તો મોટે ભાગે ધર્મ આરાધવાનું પણ કરો ખાલી 'હાજી' કરીને ન જાવ. તેમા અમને હાનિ નથી, પણ હાનિ તમને છે 'નાજી' મ્હેનારા કરતા ખોટી 'હાજી હા' કહેનારા ઘણું નુકશાન કરે છે 'હા' કહો ત્યારે કરવાની તૈયારી કેળવીને કહો શક્તિ ઉપરાત નહિ કોઈ સાધુ બને, કોઈ ગૃહસ્થપણામા રહી તેવા બનવા

ઉપાયો

પ્રયત્ન કરે કરવા યોગ્યને કરવુ, એ આત્મશુદ્ધિનો બીજો ઉપાય છે જેનામા માણુસાઇ ન હોય, તે તો બતાવવામા આવતા આ ચારે ઉપાયોની મશ્કરી કરશે માણુસાઇવાળા નમસ્કાર કરશે તરવાની કળા જાણુનારો નદીમા પડયા પછી હાથ ન હલાવે તો શુ થાય? ડૂબી જાય કળાનો જાણકાર પણ અમલ ન કરે તો તરી શકતો નથી તજવા યોગ્ય તો જાણ્યું માન્યું પણ કરવા યોગ્ય ન કરો તો તરવુ છે કે ડૂબવુ છે? વગર પૈસે આ ધર્મ (પાપ છોડવાનો) થાય એમ છે પૈસા ઓછા જોઇએ એટલે ખર્ચો ઘટે એટલે વ્હેપાર ઓછા કરવાનું મન થાય એટલે અનીતિ ઘટે તથા શાંતિ ને સંતોષ થઈ જાય તો સુખ થાય કે દુઃખ થાય? ઘરડા પણ મરતા સુધી વેપાર છોડે નહિ જુવાનીયાને તો વેપારનો શોખ લગાડવાનો! તો ધર્મની સેવા કયારે કરવાની? અગ્નો પાગ ચાલે ત્યારે પાપની ક્રિયા પૂરી કરવી અને ઠડા પડે ત્યારે ધર્મ કરવો એમ ને? પણ હું કહું છુ કે–તે વખતે ધર્મ યાદ પણ નહિ આવે કોઇ સભળાવવા આવશે તો પણ કદાચ ગુસ્સો આવશે!

કરવા યોગ્ય ક્રિયા કયી?

પહેલી ઉદારતા એટલે ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ અર્થાત્–પાચ આપીને પચાસ લેવાનો સટ્ટો નહિ સટ્ટો ઉડી ગયો આ પહેલી કરણીય વસ્તુ

*

આત્મશુદ્ધિના ઉપાયો

બીજી સદાચાર આ શરીર દ્વારાએ વધુ પાપ ન થઈ જાય, એ બુદ્ધિએ ઉત્તમઆચારનું પાલન એ સદાચાર શરીરથી ઘણા પાપો થાય છે તે ન થાય, તેને રોકી લેવા માટે ઉત્તમ આચારોનું સેવન, એને સદાચાર કહો કે શીલ કહો, એ બીજી કરણીય વસ્તુ છે

*

ત્રીજુ તપ એટલે ઇચ્છાનો નિરોધ 'આ જોઈએ-આ જોઇએ'-એ બધી તૃષ્ણાઓ, તેનો જે લોપ તેનું નામ તપ. ખરૂ તપ એ છે બીજા બધા એ તપના સાધનો છે વાસ્તવિક તપ એક પણ અયોગ્ય ઇચ્છાને આધીન ન થવુ તે છે સઘળી પાપની વાસનાઓનો જેમા નાશ છે તે તપ છે વાસનાઓને પોષનાર રસના ઇંદ્રિય મૂખ્ય છે હૉટલમા જતા કોણે શીખવ્યુ? ચાર રોટલી અને એક શાકથી પેટ ભરાય કે નહિ? પણ રોટલી એક અને આજુબાજુ બીજી વસ્તુઓ દસ. શરીરને પોષક રોટલી કે બીજુ આજુબાજુનું? ઘેરથી સાજે ખાઈને નીકળવા છતા બજારનું વાસી અને સડેલુ નવે ખાવાની વૃત્તિ શીખવી હોય તો કોણે શીખવી? માત્ર સ્વાદે ઘરના ખર્ચા કરતા આજે હૉટલના ખર્ચા વધી ગયા એમાથી બધા દુર્ગુણો જન્મ્યા માદક ખોરાક ખાવાથી અને અયોગ્ય પદાર્થો પેટમા જવાથી વિકાર જાગે બુદ્ધિ ભ્રષ્ટ થાય. એ વિકારને પોષવા નાટક ને સીનેમા બે તૈયાર મહિનામા બે-પાચ વાર સો ખરા ત્યા જઈ શું જૂએ? કુચેષ્ટા તેથી આવી ઉન્મત્ત અવસ્થા. પરિણામે અનેક પ્રકારના દુર્વ્યસનો જન્મે કોઈપણ જાતિની પાપ વાસનાઓને આધીન ન થવું, એ ત્રીજુ ઇચ્છાનિરોધ નામનું કર્તવ્ય.

આત્મશુદ્ધિના ઉપાયો

ચોથું કોઈનું પણ ભૂંડું ન ચિંતવવું: ભલું સૌનું ચિંતવવું. વિચારથી, ઉચ્ચારથી ને વર્તનથી કોઈનું ભૂંડું ન થાય એની કાળજી રાખવી.

*

આ કર્ત્તવ્યોનો હમેશાં હિસાબ મેળવવો પડશે. સમયપત્રક રાખવું પડશે કે–આજે ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો કેટલો ત્યાગ કર્યો ? મ્હારા શરીરથી કોઇ પણ ખરાબ કાર્ય નથી થયું : કોઈ પણ વાસનાને આધીન આજે નથી થયો : અને કોઈનું પણ ભૂંડું નથી ચિંતવ્યું : એનો મેળ મેળવવો પડશે.

<u>પ્રશસ્યની જ પ્રશંસા ને શ્રોતવ્યનું જ શ્રવણ.</u>

એ બે મૂખ્ય ગુણોને ટકાવવા માટે બીજી બે વસ્તુએ જોઈશે: પ્રશંસા કરવા યોગ્યનીજ પ્રશંસા કરવી અને સાંભળવા યોગ્યનેજ સાંભળવું. આજે ભાટવેડા બહુ વધ્યા છે : ગમે તેવાના ગુણ ગાવા, એ ધંધો થઈ પડયો છે : આજે ગાંડાને ડાહ્યા અને મૂર્ખાને બુદ્ધિમાન કહેવાનો મોટામાં મોટો પાપાચાર વધ્યો છે ! ગુણ હોય ત્યાં ઝૂકી પડવું : ગુણવાન્‌ના ચરણોની ધૂળ માથે મૂકવી : પણ જેમ સુંદરતા અને સ્વચ્છતા એ ગુણ છે છતાં પણ વેશ્યાની સુંદરતાનાં વખાણ થશે ? ગુણ પણ કયો વખાણાય ? જે ગુણનું પરિણામ સારૂં હોય તે. જેનાથી ભવિષ્યમાં એકાંતે લાભ થવાનો હોય તે. તે શિવાયના બીજા ગુણોની પ્રશંસા ન હોય. પાપીની પ્રશંસા કરનારા, પાપમાર્ગને વહેતો કરનારા છે. પ્રશંસા યોગ્ય હોય તેનીજ પ્રશંસા કરવી. પ્રશંસા માટે અયોગ્યની પ્રશંસા કરવાથી આજે જે

અવ્યવસ્થા ઉભી થઈ છે, તેને કાઢવા માટે હજી દશકો જોઇશે તે પણ ક્યારે ? મહેનત કરીશું ત્યારે ચાહે તેવા હુમલા આવે, તોપણ ઉચિત પ્રયાસ કર્યા વિના ચાલશે નહિ ફરજ છે તેમાં જો ચૂકીએ તો મળેલું માનવજીવન ગુમાવ્યું ગણાય

*

આ ગુણો ટકાવવા માટે સાભળવા યોગ્યનેજ સાંભળો. આજે ચોરે–ચૌટે પાયા વિનાની એટલી વાતો ચાલે છે કે, તે બધી સાંભળવાથી એકાતે નુકશાન છે. એક પેટભરો આદમી છેટે રહીને બોલે, પાચ સાંભળે અને પચીસને સભળાવે બે નિંદકને બાવીસ સાંભળનાર ન મળે તો થાકે ત્યાં સુધી બોલે. પછી એની મેળે બધ થાય 'સાંભળવા યોગ્ય ન હોય તેને સાંભળવુંજ નહિ'–આ નિયમ થઈ જાય તો ખરાબની પ્રશસા ન થાય, ખોટું કામ અટકી જાય અને તજવા યોગ્ય તજાઈ જાય અયોગ્ય વાતો કહેનારાના ફંદામાં પડયા તો તમારો ઉદ્ધાર થવાની આશા નથી પણ આજે શ્રવણેન્દ્રિય તેજ થઈ છે· કાન તીણા બન્યા છે: ખરાબ પણ સાભળ્યા વિના રહેવાતુ નથી આજે નહિ વાંચવા જેવું વાચીને, નહિ સાંભળવા જેવુ સાભળીને, અનેક પાપો–અનેક કારસ્થાનો ઉભા થઈ રહ્યાં છે

ઉપસંહાર

એક તો માણસાઇ કેળવવી, એ આપણે પીઠિકામાં કહ્યુ માણસાઈ એટલે શરીરથી આત્મા જૂદો છે : શરીર

ગમે તેટલું સારૂં તો પણ પડી જવાનું : માટે મ્હારે મ્હારૂં પામેલું નિષ્ફળ ચાલ્યું ન જાય, એ જાતિની ભાવના કેળવવી એ માણસાઇ. શરીરની સેવામાં આત્મકલ્યાણ નથી, એ માન્યા પછી પાપ વિચારો તજવા યોગ્ય માની, શક્તિ મુજબ તજવા એ પહેલો ઉપાય : ત્યાગબુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ, શરીરની સેવાનો એકી સાથે યા ક્રમે ક્રમે અભાવ, રસનાની લાલસા ઉપર કાપ અને કોઈનું પણ ભૂંડું નહિ ઈચ્છવાની ભાવના, એ બીજો ઉપાય : ત્રીજો યોગ્યની પ્રશંસા, એટલે કે–ખોટા માનપાન ખાતર કે બીજી કોઇ પણ લાલસાની ખાતર ભાટવેડાનો ત્યાગ : અને ચોથો સ્વપર કલ્યાણ થાય, તે શિવાયની કોઇપણ વાત સાંભળવા માટે સાંભળવી નહિ. આ ચાર ઉપાયો અજમાવવા પ્રયત્ન કરવામાં આવે, તો થોડા કાળમાં આત્મામાં જે મલિનતાઓ ઘુસી છે તે સાફ થઈ અનંત દુઃખો ટળી જાય અને અનંત સુખના સ્થાનરૂપ મુક્તિસ્થાનને પામી શકાય.

## કેટલાક પ્રશ્નો:

'તમે સુખી છો?' ના

'સુખી થવા પ્રયત્ન કરો છો?' હા

'તમારે કેવું સુખ જોઇએ?' દુ:ખ વિનાનું, સંપૂર્ણ ને શાશ્વત'

'જગતમાં કોઇ સુખી છે?' ના

શું પૈસા, માનપાન, કુટુંબ, સત્તા વિગેર સુખ નથી આપતા?' ના

'તો તમારી મહેનત એ માટે નથી?' છે

'એથી તો દુ:ખ મળે છે ને?' હા

'મહાત્માઓ સુખી ખરાને?' હા

'શાથી?' ઉપાધિ નહિ માટે!

'ઉપાધિ ક્યારે છૂટે?' દુનિયાનો મોહ ઘટે તો!

'દુનિયાનો મોહ ઘટાડી સુખી થવું છે?' હા

'તો 'જૈનપ્રવચન'ના ગ્રાહક થાવ!' હા એ શું છે?

'આ પુસ્તકમાં જે મહાત્માના પુણ્ય પ્રવચનો અપાયાં છે, તેઓનાજ દૈનિક પ્રવચનોનું સારભૂત અવતરણ આ અઠવાડિકમાં નિયમિત પ્રસિદ્ધ થાય છે ત્રણ રૂપિયાનું નકામું વાચન જ ખ. પણ નહિ!

'એમ! ક્યાંથી મળે છે?'

મુંબઇની ધી યગમેન્સ જૈન સોસાયટીના આશ્રય નીચે એક જાહેર સભા 'શ્રી કચ્છી વીશા ઓસવાળ મહાજન વાડી'મા તા ૨૨ ૧૨ '૨૯ ને રવિવારે બપોરે બે વાગે મળી હતી અને કાર્યક્રમ મુજબ બાલ બ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસ પ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરે 'સુખનાં સાધન' વિષયક એક મનનીય પ્રભાવશાલી પ્રવચન કર્યું હતું

લાલબાગના દૈનિક પ્રવચનો અને બીજા જાહેર પ્રવચનોએ જૈન અને જૈનેતર જનતાને નિશ્ચિત સમય થતા પહેલાજ હાજર થવાની ફરજ પાડી હતી ખાસ કરીને આવા જાહેર પ્રવચનોમા ઇતર પ્રજા વધારે રસ લેતી અને રવિવાર જેવો રજાનો દિવસ હોઇને જન સખ્યા રોકડો નહિ પરન્તુ હજારો સુધી પહોચતી

સારાય વિશ્વના સુખ માટેના દિન રાત ચાલુ પ્રયત્નો છતા મગના દુ ખનું કારણ દર્શાવી, પૂ. પ્રવચનકારશ્રીએ જ્ઞાની પુરૂષોએ દર્શાવેના સુખના સાધનો સ્વીકારવા ઉપદેસ્યુ હતું, જેની જનતા ઉપર ઘણી જ સારી અસર પડી હતી

## તમને શાન્તિ છે ?

આ વિશ્વના સઘળા પ્રાણીઓ કેવળ સુખની ચાહના રાખે છે જગતમા એવુ કોઇપણ પ્રાણી નથી, કે જે સુખની ચાહના રાખતું ન હોય દુખ, એ વસ્તુના કોઈપણ પ્રાણીને ઈષ્ટ નથી નાનાથી મોટા યા મે[illegible] સૌની વાછના સુખ મેળવવાની છે જગતના જીવો દુખી છે, એવુ જે જ્ઞાનીઓ કહે છે-તેનો અર્થ એ નથી કે જીવો સુખને ઈચ્છતા નથી જ્ઞાનીઓ કહે છે કે-[illegible] દુખી છે, છતા સુખને ઇચ્છે છે સુખની ઈચ્છા ન હોત, તો કોઈપણ જાતિની જગતમા પ્રવૃત્તિ ન હોત કે [illegible] પ્રવૃત્તિ સુખને માટે છે, મનની ભાવના પણ સુખને મેળ-વાની છે, વાતો પણ સુખને માટે થાય છે અને [illegible] પ્રાણીઓની સઘળી દોડધામ, એ પણ સુખને માટે છે [illegible]



ક્રિયામા મન, વચન અને કાયા–ત્રણે એકમેક થઈ જાય, તે કાર્યની સિદ્ધિ જરૂર થવીજ જોઇએ સુખને માટે મન, વચન અને કાયા સમાન મત ધરાવે છે છતા જગત્મા જોઇએ છીએ કે–ઇચ્છા છતા તે સુખ કોઇને મળતું નથી એનો હેતુ શો છે તે તપાસવો જોઇશે કે નહિ? કાર્ય સિદ્ધ ન થાય તો જરૂર માનવું પડશે કે–'કારણની, સાધનની ખામી છે' બધા સાધન મળે ને સાધ્ય સિદ્ધ ન થાય, એ બને જ નહિ સુખ મેળવવા મન, વચન અને કાયા તૈયાર છતા, સુખ ન મળે તો સાધનની ત્રુટિ છે, એમ માનવુંજ જોઇએ ડાહ્યા માણસે તે ત્રુટિ પૂરી કરી દેવી જોઈએ અને પછી સુખની આશા રાખવી જોઈએ કેવળ ઇચ્છા કર્યાથી વસ્તુ મળી જતી નથી સુખની ઇચ્છા, વાતો અને દોડધામ આખુ જગત્ કરે છે–પણ બધા ઉપર દ્રષ્ટિ નાખી જોશો તો આગ ળીના ટેરવાપર આવે તેટલા પણ સુખી જણાશે નહિ સુખીની સખ્યા મોટી નહિ આવે જગત્ના પ્રાણીઓ કોઇ ને કોઇ દુ ખના પજામા સપડાએલા છે જ એનું કારણ બહુ જ કાળજીપૂર્વક તપાસવુ પડશે કે–આટલો મોટો ભાગ દુ:ખી કેમ? જગતે સુખ શામા કલ્પ્યું? કોઇએ આ પદાર્થની પ્રાપ્તિમા ને કોઇએ તે પદાર્થની પ્રાપ્તિમા! એ પદાર્થ કેવા? મૂળમા અનિત્ય, અસ્થિર અને જે પોતાના નથી તેવા! એ પદાર્થોમા સુખની આશા રાખે તે સફળ કયી રીતે થાય? જ્ઞાનીઓએ તે પદાર્થોને સુખના સાધન તરિકે ભાળ્યાજ નથી મહાજ્ઞાની પુરૂષોએ સઘળા શાસ્ત્રોનું દોહન કરી એકજ વસ્તુ નક્કી કરી કે—

સુખનાં સાધન

'दु ख पापात्–सुख धर्मात्।'

*

'ધર્મથી સુખ અને પાપથી દુ ખ' આમા ક્યાય મતભેદ નથી પણ એ ધર્મ ક્યારે? ધર્મના સ્વરૂપને સમજે અને તેના સાધનો હાથમા આવે તો! આખુ જગત્ જે સુખને માગે છે તેના સાધન ક્યા ?, એનોજ આપણે આજે વિચાર કરવાનો છે જગત્ના જીવો સુખ તો માગે છે, પણ તે કેવુ? દુ ખ વિનાનું, પૂરૂ અને કદી ન જાય તેવુ! દુ ખવાળા સુખમા પણ જે મજા મનાય છે, તેનું કારણ દુ ખ વિનાનું સુખ મળતુ નથી તેથી! પણ જોઈએ છે તો દુ ખ વિનાનું જ, પૂરૂ અને કાયમ રહે એવુ એ સુખ માટે દુનિયા ધમધોકાર પ્રયત્ન કર્યે જાય છે, છતા તેની પ્રાપ્તિ થતી નથી, માટે જ્ઞાનીઓને તેના સાધનોનો વિચાર કરવો પડ્યો શાસ્ત્રોમા એજ લખ્યું છે–"સુખની ઈચ્છા અને મહેનત કરવા છતા, તેના સાધનના જ્ઞાનના અભાવેજ જગત્ દુ ખી થાય છે' આ સુખના સાધન છે અને આ દુ ખના સાધન છે–એમ શાસ્ત્રોમા બતાવ્યું સુખનું સ્વરૂપ અને દુ ખનું સ્વરૂપ, તે બન્નેના સાધનો, એ શિવાય શાસ્ત્રોમા બીજુ કાઇ છે જ નહિ આ દુનિયામા, પૂર્વના ભવોની વાત છોડી દઇએ તો પણ, આ મનુષ્યજીવન તરિકેનો જે સમય ગયો, તેમા એવો એક પણ સમય ગયો છે કે–જેમા સુખના માટે દરેકઆત્માએ ધમપછાડ કરી ન હોય? અત્યાર સુધી બધી મહેનત સુખને માટેજ કરી છે છતા તે મળ્યું નથી, એમ લાગે છે ને? જ્યા સુધી આ વસ્તુનો [illegible] ન હોય, ત્યા સુધી જ્ઞાનીઓએ

બતાવેલાં સુખનાં સાધનોનું અર્થીપણું આત્મામાં નહિ જાગે અને તેનો વાસ્તવિક અમલ પણ નહિ થાય અત્યાર સુધીની મહેનત જો એકાંતે સુખને આપનાર હોત, તો તો સુખને પામ્યા શિવાય રહ્યા ન હોત મહેનત જેવી તેવી નથી : સુખની લાલસા પણ ઓછી નથી : તેને માટે પ્રયત્ન પણ ધમધોકાર ચાલુ છે . મહેનત કરવામા કશી જ કમીના રાખી હોય એમ લાગતુ નથી : છતા મળ્યું નથી એ ચોક્કસ છે આવું ઉત્તમ જીવન પામી કેવળ આંખો મીંચીનેજ પ્રયત્ન થાય અને ઇચ્છિત વસ્તુ મરતાં સુધી ન મળે તોયે વિચાર કરવા ન થોભાય, એ બુદ્ધિ કયી જાતિની ? વર્ષો સુધી મહેનત કરવા છતા–જખના કરવા છતાં એ સુખ ન મળે અને શાથી નથી મળતું એ વિચારવા ઉભા પણ ન રહે–સાધનનું શોધન પણ ન કરે, તો કહેવું જોઈએ કે–' આર્યદેશ, આર્યજાતિ અને આર્યકુળમાં ઉત્પન્ન થયા છતાં–ઉત્તમ સામગ્રી મળ્યા છતા, અજ્ઞાન કે મૂર્ખ આદમી મળેલ ચિંતામણિ રત્નને જેમ નિષ્ફળ ગુમાવી દે, તેમ મળેલ સામગ્રી એળે ગુમાવી દીધી ' જે દેશમાં ધર્મસસ્કારો નથી, ઉત્તમ વિચારો કરવાનાં સાધન નથી, તે દેશમાં જન્મેલા એમ ને એમ મરી જાય, તે તો ક્ષતવ્ય ગણાય : પરન્તુ તમારા આ દેશમાં કે જ્યાં ઉત્પન્ન થયેલા મહાપુરૂષોએ એકેક વસ્તુ પર સપૂર્ણ અને હૃદયગમ પ્રકાશ પાડતા લાખ્ખો ગ્રથો લખ્યા અને કરોડો શ્લોકો રચ્યા, તે દેશમાં જન્મેલા તમે સુખનાં સાધનો સમજ્યા વિનાજ મરી જાઓ, તો મ્હારે કહેવું જોઈએ કે–એ છતે અનાજે દુષ્કાળ જેવું ગણાય ! જમીન સારી, ખેડુત સારો, હવા સારી, પાણી

જોઈએ એટલું, પાક જબરો, લણનાર જબરા ને પોટલાં બાંધીને ઘેર મોકલી આપ્યાં તોયે દુકાળીયાની જેમ જીવ્યા! આર્યભૂમિના ખેડુતોએ પાક તૈયાર કરી તમારે ઘેરે ઘેર મોકલી આપ્યો, તોયે તમને વિચાર કરવાની ફુરસદ નથી. પુન્યશાળી એવા છો કે-સુખનાં સાધનો અને તેના માર્ગો, ઉપકારી પુરૂષો ફરી ફરીને તમારે ઘેર આપવા આવે છે જે દેશના મહર્ષિઓએ પોતાની સઘળી બુદ્ધિ અને શક્તિઓને-આત્મા, આત્માનું સુખ અને તેનાં સાધનોને વિચારવામાં વાપરી, તથા તેની સઘળી સામગ્રી તમારી દૃષ્ટિ સન્મુખ મૂકી દીધી, તે છતાં તેનો વિચાર ન થાય તો સુકાળમાં દુકાળીયાની માફક જીવનારા આપણે છીએ: અને તે પ્રશંસાપાત્ર નથી જ! સામગ્રીને નહિ પામેલા કરતાં સામગ્રીને પામેલા વિચાર ન કરે તો વધુ ગુન્હેગાર છે. જ્ઞાનીઓએ લખ્યું શું? આ (ધર્મ) કરશો તો સુખ: અને આ (પાપ) કરશો તો દુ:ખ દુ:ખનાં સાધનને છોડી સુખનાં સાધનમાં પ્રયત્ન ન કરી શકીએ, એ જૂદી વાત-પણ તેનો વિચાર સરખોયે ન કરીએ, તો શું એ જ્ઞાની મહર્ષિઓની અવગણના નથી? ગામમાં આવેલા સજ્જનને જમાડીએ નહિ, પણ તેનું સન્માન કરવામાંથીએ જઈએ, તો શું એ સજ્જનની અવગણના નથી? શાસ્ત્રોથી તદ્દન અપરિચિત જ રહીએ અને મનગમતી પ્રવૃત્તિ કર્યે જઈએ, તો એ જ્ઞાની પુરૂષોની અવગણના નહિ? કોઈ પૂછે કે-જે સુખને ઇચ્છો છો, તેનાં સાધનો મેળવવા ચોવીસ કલાકમાંથી કેટલા કલાક વિચાર કરો છો? આજ તો બાર કલાકનો દિવસ અને ચૌદ કલાકનો આરંભિક (વ્યાપાર-

રોજગાર વિગેરેનો ) પ્રમાદ : તેમજ બાર કલાકની રાત્રિમાં સોળ કલાકનો ઉંઘવાનો પ્રમાદ ! એવા જાગૃતિના જમાનામાં સુખનાં સાધનોનો વિચાર કરવા કલાકો માંગો, તે મળે કયાંથી ? મીનીટો છે ?–તે પણ નથી ! તમે બધા સંસારના અનુભવી હો તો સસારમા કયે સ્થાને સુખ છે, એનો વિચાર કર્યો છે ? તે ન કરો તો તમને અનુભવી કહેવા કે બીજું કાંઈ વિશેષણ આપવું ? અનુભવી તરિકે ઓળખાઓ અને કોઈ એમ પૂછે કે–'સસારમાં કયા સ્થાનમાં સુખનો અંશ છે તે કહો'–તો તે ઘડી માથું ખજવાળ્યે કેમ ચાલે ? એક વાત નક્કી છે કે–કદાચ બધો ત્યાગ નથી જોઈતો એમ કહે, મૂકવાની વાત નથી પાલવતી એમ કહે, પણ સુખ નથી જોઈતું એમ તો કોઇજ નહિ કહે. જે તમારી ઇચ્છા છે, તેજ ઇચ્છા ઉપકારી પુરૂષોની છે તમે જેને તલસો છો, તે વસ્તુજ આપવા તેઓ ઇચ્છે છે. એમાં ભેદ નથી પણ તમે સુખ માન્યું છે જૂદુ અને આ જ્ઞાનીઓ બતાવે છે જૂદુ. ભેદ અહીંજ છે અને તે ટાળવા માટે એકજ ઉપાય છે. તમે જે સુખમાં ફસ્યા છો તેમાં સુખ છે કે કેમ–તે વિચારો. તમે તે વિચાર્યું છે ?–કેમકે મહેનત કરી રહ્યા છો ! રોજ કેટલા કલાક કામ કરો છો ? તે સઘળુ સુખને માટેને ! વર્ષોથી કરો છો : આજથી નહિ · છતાં છાતી ઉપર હાથ મૂકીને કહી શકો છો કે–'તમને શાંતિ છે ?'

### સુખની વ્યાખ્યા

જો એ ન હોય તો પછી આપણે જ્ઞાનીઓએ બતાવેલાં

સુખનાં સાધન

સાધનોનો વિચાર કરવો જોઇએ ખરોને ? એક નવી વસ્તુ દુનિયાને બતાવવી હોય, તો જે સંજોગોમાં દુનિયા બેઠી હોય તે બધા બતાવવા જોઇએ ને ? સુખ જોઇએ અને દુઃખ જોઇતું નથી, એ વાત નક્કી છે એક સુખ માટે ગામ–ઘર–કુટુંબી છોડી સૈંકડો કોષ દૂર આવી પડ્યા છો અહીં મુંબઇમાં જન્મેલા ને મુંબઇમા રહેનાર થોડા જન્મભૂમિ–ગામ–નગર–દેશ–જાતિ–કુટુંબ–પરિવાર–સ્નેહી–સબંધી–બધાને છોડી, શક્તિવાન્ હોય તો બેચાર સ્નેહીને બગલમાં મારી, અહિં દોડ્યા આવ્યા છે. ઓછો ત્યાગ કર્યો છે ? તમે પણ તેવા ત્યાગી છો. તમે સુખને માટે પ્રયત્ન નથી કરતા એમ તો નહિ કહેવાય ઇચ્છા છે મહેનત કરો છો : ત્યાગ કરવા પણ તૈયાર છો : તમારામાં કશી અયોગ્યતા નથી, બધી યોગ્યતા છે : ઇચ્છા છે, મહેનત છે, અને ભોગ આપવાની તૈયારી પણ છે : તમે નિર્બળ પણ નથી : એ બધુએ સુખને માટે કર્યું છે એની કોણ ના પાડશે ? બધું કર્યું પણ દુ ખની હોળી ઓલવાતી નથી. જ્યાં જાય ત્યાં નવી હોળી સળગે છે રવિવારે કેમ બેસી રહો છો ? ગવર્નમેન્ટે બેસાર્યા માટે ! જેને અનાર્ય કહો છો, એણે પણ આઠ દિવસમાં એક દિવસ ધર્મ માટે રાખ્યો તમને રવિવારે ફુરસદ છે, તેનું કારણ તમે નિર્લોભી અને સંતોષી છો એને આભારી નથી : મોટી શહેનશાહતના માલિકે આઠ દિવસમાં એક દિવસ નિવૃત્તિ માટે કબૂલ રાખ્યો અને એની આજ્ઞાને લઇને તમે કબૂલ રાખ્યો : પણ તમારા લીધે નહિ તમે તમારી જાતે એવા કોઇ દિવસ ધર્મના હેતુએ કાઢયા હોય તો લાવો ! ધર્મગુરૂને બાજૂએ રાખો, કેમકે–તેઓ માટે તો આજના કેટલાક

એમ કહે છે કે-'તે તો નવરા છે, માટે નવરા દિવસ કાઢે પણ કામગરાને કેમ પાનવે ?' મુબાઈ આવેલા કહે છે કે-'કમાવા આવ્યા છીએ ' દેશમા ગયેલા એમ કહે છે કે-'શાતિ ભોગવવા આવ્યા છીએ ' ત્યા બેસવામાથી એટલે કે-માની લીધેલી શાતિના ભોગવટામાથી અને અહીં ધમાચકડીમાથી ટાઇમ મળતો નથી તમે જે ફુરસદ મેળવો છો, તે જાતે મેળવો ત્યારે કિંમતિ ગણાય સુખની ઈચ્છા છતા સુખ પ્રાપ્ત થઈ શકતું નથી જ્ઞાનીઓએ કહ્યા મુજબના સાધનો માટે આપણે આટલુ બધુ ચિંતવન કરી રહ્યા છીએ ત્યારે કહો કે-'અત્યાર સુધી આ સુખને માટે મહેનત અને પ્રવૃત્તિ છતા પણ સુખ જેવી ચીજ હાથમા આવતી નથી ' શુ કરીએ તો સુખની પ્રાપ્તિ થાય ? જ્ઞાનીઓ કહે છે કે-'બહુ જોયું અને બહુ શોધ્યુ અમને તો ધર્મમા સુખ દેખાય છે, પાપમા દેખાતુ નથી ' પણ એ જગતના પ્રાણીઓને જચે ક્યારે ? પોતાના અનુભવનો સદુપયોગ કરે તો! અત્યાર સુધીના પ્રયત્નો જે જે ફળની પ્રાપ્તિ માટે થયા તે ઉપર મધ્યસ્થ દૃષ્ટિએ વિચાર કરે, તો જરૂર એમ સમજાય કે-'સુખની ઈચ્છા અને મહેનત છતા, અમે સુખને પામી શક્યા નહિ ' પામ્યા હો તો બતાવવાની છૂટ છે અમે (સાધુઓ) પણ કાંઈ દુ ખી થવા નીકળ્યા નથી વાહનમા બેસવુ નહિ, પગે ચાલવુ, વિગેરે સુખને માટે છે-દુ ખ માટે નહિ અત્યારે જે કાંઈ સહવુ પડતુ હોય, તો તે દુ ખને માટે નહિ તમે બીજી કોઈ કાર્યવાહીમા સુખ જોયું હોય તો બતાવો, તો અમે પાછા ફરીએ-નહિ તો તમે પાછા ફરો બેમાથી એક ફરે કા તો

સાધન

અમારી દિશા પલટો, નહિ તો તમારી ફેરવો! આટલી મહેનત છતાં તમને એમાં સુખ ન દેખાયું હોય, તો અમે કહેશું કે-'અમારી બુદ્ધિનો અમે ઠીક ઉપયોગ કર્યો છે : અમે છોડયું, એ ડહાપણભર્યું છે!' નહિ છોડનારાએ લ્હાણ કાઢી નથી એમ નક્કી થઈ જાય તો-અમે કર્યું છે તે યોગ્ય હોય તો, તેનો જગત્માં પ્રચાર કરવો એમાં કાંઈ ગુન્હો નથી. સાધુપણું એટલે શું? મ્હારા-ત્હારાનો ત્યાગ અને કેવળ આત્મકલ્યાણના વિચાર વિગેરેમાં લીન રહેવું તેજ સાધુપણું! તેમાં ત્રુટિ રહે ત્યારે એમ માનવાનું કે-'સાધનો તો મજેનાં મળ્યાં છે, પણ એને જોઇતી રીતે સાધવાની શક્તિ પ્રગટી નથી એટલી અમારી ખામી છે.' પોતાની જાતને બુદ્ધિમાન્ માનતા આજે ઘણા માણસો દુનિયામાં ફરે છે, પણ બધા કહે છે કે-'અમે દુ:ખી છીયે :' કોઈ એવું કહેતો નહિ આવ્યો કે-'અમે સંપૂર્ણ સુખી છીયે :' હોય તો અહિં બોલી શકે છે. તમે જે સંયોગોમાં, જે કાર્યોમાં અને જે પ્રવૃત્તિઓમાં પડયા છો, તેમાં સુખ નથી એવું હું કહું છું : શાસ્ત્ર પણ એમજ કહે છે કે-'કોઈ સુખી નથી, બધા દુ:ખી છે :' તમારો જાતિ અનુભવ પણ એમ કહે છે : અને માટે જ સંસાર એ ત્યાજ્ય છે, એમ અમે કહીએ છીયે. સુખ જેવી ચીજ બધા માગે, ઇચ્છે, છતાં બધાને જ્યારે ને ત્યારે એની એજ શંકા રહ્યા કરે-'સુખનું સાધન શું?'-એ કેટલું આશ્ચર્યજનક છે? કોઇ કહે પૈસામાં સુખ, તો એમાંયે દેવાળું નીકળ્યું : બીજો કહે છે કે-'પૈસા તો મળ્યા પણ ક્ષણની શાંતિ નથી.' ત્રીજો કહે-'લક્ષ્મી છે પણ ખાનાર કોઇ નથી.' ચોથો કહે કે-'ખાનાર

છે પણ ગાંડો થઇ ગયો છે' પાયમો કહે છે કે-'બધુ છે પણ શરીર ખરાબ બની ગયું છે' હિન્દુસ્થાનના શહેનશાહ કહે છે કે-'રાજ્યમા બળવો જાગ્યો છે' એમના મનનું એ જાણે તમારા મનનું તમે જાણો! શાન્તિ કેવી છે, એ વિચારજો રાજ્ય-સાહ્યબી-લક્ષ્મી-ઋદ્ધિસિદ્ધિ-મોટાઇ-માન પાન હોય ત્યા સુખ ન દેખાય, તો શાસ્ત્ર કહે છે કે-'સુખ કોઈ જૂદી વસ્તુમા છે સુખ કોઇક બીજીજ વસ્તુમા સમાયેલું છે' આ વાત થોડી-ઘણી પણ હૈયામા જચી જાય, પાયો ખોદાઈ જાય ને ફેર મડાણ મડાય તો ઠીક જૂદી વાત કહેવી હોય ત્યારે પ્રથમ તે વિચારના તો બનાવવા જોઇએ ને? દુનિયાના કોઇપણ આત્માને, જે સુખ તે માગે છે તે તેને નથીજ સુખનું સાધન તે કે-જે બધા માટે સરખુ સુખ આપે એકને સુખ આપે ને બીજાને મારે, તે સુખનું સાધન નથી સમષ્ટિગત સુખના સાધનનો નિર્ણય થવો જોઇએ દુનિયાનો કોઇપણ પદાર્થ આપણા આત્માને સુખ આપે તેમ નથી દુનિયા કયું સુખ ચાહે છે? દુ ખ વિનાનું, પૂરૂ અને કાયમનું! એમા ફેરફાર હોય તો કહો જે સુખ આવ્યા પછી દુ ખની અસર ન થાય અને મળ્યા પછી કોઈની ઇર્ષ્યા કરવાપણું રહે નહિ!! આજે ઘણા તો ઇર્ષ્યાથી દુ ખી થાય છે અધિક-ઓછાપણું રહેવાનું ત્યા સુધી ઇર્ષ્યા પણ જીવતીજાગતી રહેવાની! ઇર્ષ્યા આવી ત્યા સુખ બગીને રાખ થવાનું દુ ખ વિનાનું, પૂરેપૂરૂ-થોડુ નહિ અને તે મળ્યા પછી પણ જે ચાલ્યુ જાય તેવુ નહિ દુનિયાના પદાર્થોમા તે સુખ આપવાની તાકાત નથી તે નથીજ મોક્ષ

સાધન



મજાહમાં, સાહ્યબીમાં, અમનચમનમાં પડેલા લોકોને તેટલાજ માટે ત્યાગી થવાની અમે ઉદ્ઘોષણા કરીએ છીયે. મોટા બંગલાઓમાંથી પણ અંતે બહાર નીકળવાનું છે : અને તે વખતે અમે કહીએ છીયે કે–તે એવી જગ્યાએ ફેંકી આવશે કે તે બંગલા પણ શલ્યની માફક ખુંચશે. દુનિયાની સઘળી સામગ્રીઓ અમને કારમી લાગે છે. એમાં ફસાઇને તમારા સુખના મનોરથોના ભૂક્કા ન થઈ જાય, એટલા માટે બધું છોડીને બહાર આવવાનું અમે તમને આહ્વાન કરીએ છીએ. કોઈ એમ કહી દે કે–'ભીખારી કેમ બનાવો છો ?' પણ ભીખારી તો તે છે કે–' જે રોટલા માટે રૂએ : મ્હોટામાં મ્હોબત માટે આજીજી કરે. ' પણ જે પોતાના સ્વરૂપમાં ઉભો રહે તે ભીખારી નથી. તમે જેને વળગીને બેઠા છો, તે છોડી દ્યો તો અમે વધુ રાજી થઇએ. જે વસ્તુમાં તમે બેઠા છો તે ખોટી છે : દુઃખ આપનારી છે : તેટલા માટે અમે બહાર નીકળવાનું કહીએ છીયે. બહાર કાઢવામાં અમારો બીજો આશય નથી, એ વાત તમને દ્રઢ થવી જોઇએ.

જગતનો ઉંચામાં ઉંચો મહાન્ અહિંસાધર્મ–

પ્રાણીમાત્ર સુખને ઇચ્છે છે એમાં બે મત નથી : દુનિયાની સાહ્યબી અને રંગરાગમાં સુખ નથી : તેમજ દુઃખવિનાનું, સંપૂર્ણ અને શાશ્વત્ સુખ ધર્મમાંજ છે, એવો નિરધાર કર્યો : આ ઉપરાન્ત પાપથી દુઃખ અને ધર્મથી સુખ એ પણ નક્કી કર્યું : હવે એ ધર્મ કયો ?, એ આપણે વિચારીએ.

સુખનાં સાધન

" श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम्।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥१॥ "

*

' ધર્મનું સર્વસ્વ જેમાં સમાય છે, જગતના પ્રાણી-માત્રને થોડા વિચારથી જચી જાય એવા ધર્મના સારને સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો કે-પોતાના આત્માને જે દુઃખરૂપ લાગે તે બીજાના પ્રત્યે આચરવું નહિ '

*

સઘળાય ધર્મનો સાર ટૂંકમાં શો કહ્યો ? તમારા આત્માને જે વસ્તુ દુઃખરૂપ લાગે, તે વસ્તુનો અમલ બીજાના પ્રત્યે કરવો નહિ અપમાન, તિરસ્કાર, મારપીટ, ગાળ-એ તમારા આત્માને ગમે ? કોઇ બળવાન તમને ચુંટી ખણે અગર ગળુ દાબે તો આનદ થાય કે દુઃખ થાય ? તમને શું સુખરૂપ ? જેટલી ચીજ દુઃખરૂપ તમને હોય, તેટલી બીજા પ્રત્યે આચરવી નહિ,-આટલું દરેક આદમી શીખી જાય, તો આ દુનિયામાં ઝઘડા-રગડા રહે નહિ ! આ ઉત્તમ કોટિનો ધર્મ છે જ્ઞાનીઓએ સર્વ ધર્મનો નિષ્કર્ષ આ કહ્યો આ ધર્મ પૂરેપૂરો ક્યારે પળાય ? ઘરવાળાથી-બગલાવાળાથી પૂરેપૂરો નહિ પળાય પૂરેપૂરો ન આચરી શકે એને માટે થોડો ! કોઇપણ પ્રાણીને દુઃખ થાય એવી પ્રવૃત્તિ ન કરવી !-શિવાય એનું હિત થતું હોય તો ! આ એકજ ધર્મ દુનિયાનાં બધાં પ્રાણીઓ કબૂલ કરી લે તો રાજ્યને પોલીસ, કૉર્ટ કે ધારા-શાસ્ત્રીની જરૂર ન પડે. ' મ્હારા પૈસા કોઇ લઈ જાય તો મને દુઃખ થાય '-માટે મારે કોઈના લેવા નહિ : ' હું કોઈને

ત્યાં મ્હારી ચીજ મૂકી આવું અને તે મને ન આપે તો મને દુઃખ થાય'-માટે મારે કોઇની થાપણ ઓળવવી નહિ : 'મ્હારા ઉપર કોઇ ખોટુ આળ ચઢાવે તો મને દુઃખ થાય' -માટે મારે બીજા ઉપર આળ ચઢાવવું નહિ : 'રસ્તે ચાલતાં કોઇની મને ઠોકર લાગી જાય તો પીડા થાય'-માટે મારે એવી રીતે ચાલવું નહિ કે બીજાને ઠોકર વાગે · 'કોઇ મ્હારી હાંસી કરે તો મને દુ.ખ થાય'-તો મ્હારે બીજાની મશ્કરી કરવી નહિ . આટલો વિચાર અને વિવેક આવી જાય, એનુંજ નામ માણસાઈ છે આ વિવેક ન હોય તે માણસાઇ નહિ ! આ વિચાર આવે તો અનીતિ, હિંસા, અસત્યવાદ, ચોરી, પારકા ઘરમા પેસવાનું, પારકી લક્ષ્મી પડાવી લેવાનું, ગુસ્સો કરવાનું કેઅકડાઈ રાખવાનું રહેજ નહિ આ ધર્મ ગમી ગયો ? અમોને તકલીફરૂપ લાગે તે બીજા પ્રત્યે આચરવું નહિ ! હવે કહેવું પડશેને કે-'કોઈપણ પ્રાણીને મારવું નહિ કોઇપણ જાનવર પર તલવાર કે ચપ્પુ ચલાવવું નહિ : બરાબર? 'કોઇ સ્વાદનો અર્થી મ્હારૂંજ લોહી કાઢી પીએ તો મને દુ'ખ થાય, તો મ્હારાથી બીજાનું લોહી કેમ કઢાય ? કોઇની વાતમાં જૂઠું નહિ બોલાય: બેના બાર નહિજ લેવાય '-આમાં કઠીનતા હોય તો બોલો ! આ ધર્મને જે દિવસે પૂરેપૂરો પાળવો હશે, એ દિવસે ઘરબાર ફરજ્યાત છોડવાં પડશે. તમને જો કોઈ જૂઠું બોલાવતું હોય, તો એ ઘરબાર છે! એમા રચ્યા-મચ્યા છો માટેજ હિંસક બન્યા છો ! શરીરની પૂજા ગમી છે, મનગમતું પહેરવું-ઓઢવું ગમે છે, માટેજ કોઈનો જાન લેતાં-જુઠું બોલતાં-માલ ઉચાપત કરતાં-કોઇના

સુખનાં

ઘરમાં પેસતાં ગભરામણ નથી થતી જ્યાં સુધી જંજાળ લાગુ હોય, ત્યાં સુધી પાપ કર્યા વિના ચાલેજ નહિ. તમો પણ ન કરો અને સાથી પણ ન કરે તો આનંદ ક્યારે થાય? "મને પ્રતિકૂળ કોઇના પ્રત્યે ન આચરવું"–આ ધર્મ સંપૂર્ણ પાળવાની ભાવના આવશે તે દિવસે આ (ઓઘા) શિવાય બીજું શરણ નથી. આંખે ન દેખાય તે જીવોના પ્રમાર્જન માટે–રક્ષા માટે અમે આ (ઓઘો) રાખીએ છીયે આનુંજ નામ અહિંસા ધર્મ છે. દુનિયાનાં સર્વે પ્રાણીઓ આ ધર્મ લઇ લે, તો રાજ્યસત્તા પણ કહી દે કે–અમારે સત્તા ન જોઇયે પૂરા ફકીર થાઓ: ન થવાય તો અડધા ફકીર બનો: અને તે પણ ન બને તો જેઓ ફકીર થાય, તેને સારા માનો! સઘળાં પાપો વર્જી–'મ્હારી જાતને દુ:ખરૂપ થાય તે બીજા પ્રત્યે નહિં આચરૂં'–તે પ્રતિજ્ઞા લઇને જેઓ નીકળે, તેના પ્રત્યે દુર્ભાવના થાય, એવો કયો દુર્ભાગી કે કમનશીબ હોય? થાય તો તેને ધર્મની પીછાન નથી જે માણસ સ્વાર્થ, રસ, લાલસા, મોજમજાહ માટે હજારોને દુ:ખ આપતાં અચકાતો નથી, તેનેજ આ અયોગ્ય લાગે. આજના જુવાનીઆઓને તો નશો ચડયો છે: જુવાનીઆઓનું ખમીર ઉંધે માર્ગે વહી રહ્યું છે: તેને સીધે માર્ગે વહેવડાવવા આ પ્રયાસ છે. જેઓ મર્યાદાને લંઘે છે, તેઓ અપમાનને લાયક છે: જગતમાં એઓનો પ્રીટકાર નહિ થાય ત્યાં સુધી તેઓ ઠેકાણે નહિ પડે. મતિ અવરાઈ ગઇ છે: હવાઈ કીલ્લા બાંધી રહ્યા છે સમાનવાદ ફેલાવવો છે, પણ એમના પોતાના અંગમાંજ સમાનતા નથી એ જોઈ શકતા નથી.

સુખનાં સાધન

'૧–હમેશાં હૃદયના બહુમાન પૂર્વક સાધુસેવા, ૨–પરમાર્થવૃત્તિથી પ્રાણીમાત્ર પ્રત્યે બદલાની આશા વિનાની પ્રીતિ, અને ૩–દુનિયાના નાશવંત પદાર્થોમાંથી મારાપણાની બુદ્ધિનો મોક્ષ : આ ત્રણ અહિંસાદિ ધર્મના હેતુઓનાં સાધન છે, માટે જ તે સુખનાં પણ સાધનો છે '

*

સુખનું પહેલું સાધન

"साधुसेवा सदा भक्त्या–"

*

હમેશા ભક્તિથી–હૃદયના બહુમાનથી, સાધુ એટલે ગુણોએ કરીને વૃદ્ધ–વયે કરીને નહિ, વયે ઘરડા તો એવા ઘણા છે, કે જે નામ દેવા લાયક પણ નથી: માટે ગુણવૃદ્ધની સેવા, એની આજ્ઞાનું પાલન–હૃદયમાં બહુમાન પૂર્વક હમેશાં ગુણોએ કરી વડીલની આજ્ઞામા રહેવુ, એ સુખનું પહેલું સાધન છે વિશ્વમા આ સુખનું પહેલામાં પહેલુ સાધન છે. આ ગુણ જેનામાં આવે તેનામાં વિનય હોય કે ઉદ્ધતાઇ ? લઘુતા હોય કે મોટાઈ? એ નીચુ જોઈને ચાલે કે છાતી કાઢીને ? ગુણથી મોટા પ્રત્યે હૃદયથી બહુમાન હોય અને હમેશાં એની આજ્ઞાની ઝંખના કરતો હોય, તે નમેલો રહે કે અક્કડ ? દુઃખની વાત છે કે–'આજે જ્યાં જ્યાં જોઈશું ત્યા ત્યા, ધર્મસ્થાનોમાં પણ મોટાઈ જતી નથી' દેવ એટલે રમકડું ! ગુરૂ એટલે અમારા કહ્યા પ્રમાણે ચાલનાર !! અને ધર્મ, એ ફુરસદમાં લહેજતનું સ્થાન !!! આજનો શોખીન મંદિરમાં

પરમાર્થવૃત્તિથી પ્રાણીમાત્ર પ્રત્યે, એટલે કે-તેમાં સ્વ નહિ જોવાનો કે પર નહિ જોવાનો, સ્વજન નહિ જોવાનો કે પરજન નહિ જોવાનો, મિત્ર કે દુશ્મન-ઉત્તમ કે અધમ -મોટા કે નાના-કોઇ નહિ જોવાના, પણ પ્રાણીમાત્ર પ્રત્યે પ્રીતિ! તે પણ કેવી? ઉપકારનો બદલો લેવાની ઇચ્છા વિનાની! આવી પ્રીતિવાળા દુનિયામાં કેટલા જીવતા હશે? આદર્શ તો આજ હોય ને? આ બીજો ગુણ બહુજ ઉત્તમ કોટિનો છે કોઇપણ પ્રાણી પ્રત્યે પરમાર્થવૃત્તિથી અને પાછે બદલો નહિ લેવાની ઈચ્છાથી જે પ્રીતિ બધાય, તેમાં બધાનું હિત થાય એ ચિંતા છે. આનાથી બધાનું ભલુ થાવ, બધા સુખી થાવ, જાન લેવા આવે એ પણ સુખરૂપ જીવો, એ બુદ્ધિ થાય કહે છે કે-આ ભાવના આવે તો શું થાય?

<u>મૈત્રિ ભાવનાનું ફળ.</u>

" मैत्री भावयतो नित्यं, शुभो भावः प्रजायते।
ततो भावोदकाज्जन्तो – र्द्वेषाग्निरुपशाम्यति ॥१॥ "

*

'નિત્ય મૈત્રીને ભાવતા આત્માને શુભ ભાવ પેદા થાય છે અને તે ભાવરૂપ પાણીથી દ્વેષરૂપી અગ્નિ ઉપશાંત થઇ જાય છે'

*

હમેશાં મૈત્રી ભ[illegible] કરનાર આત્મામાં ઉત્તમકોટિનો [illegible] થાય છે: [illegible]ના રૂપ પાણીથી હૃદયમાં સળગી

કોઇનાપર ખોટા આળ ન મૂકે, સુખમા છકી ન જાય અને દુ ખમા દીન ન બને, પારકાની નિન્દા ન કરે, માયા–મૃષાવાદ ન સેવે, તેમજ સાચાને ખોટું અને ખોટાને સાચુ માનવાની અધમતા ન કરે બીજુ સદ્ગુરૂ પાસે અનેક ધર્માત્માનું દર્શન થાય અને ત્રીજુ કયા કયા આદમી સાથે કયી કયી રીતે વર્તાય, એ પણ સમજાય સ્થાને સ્થાને કરવાનો વિનય સમ જાય આ સમજાઈ જાય તો દુનિયામા ગુન્હેગાર કોણ રહે? યોગ્ય રીતિએ વર્તતા આવો તો ખોટી પ્રવૃત્તિ રોકાય અને સાચી પ્રવૃત્તિ શરૂ થાય અધમતા અટકે અને ઉત્તમતા આવે પાપવૃત્તિ નાશ પામે અને પુન્યવૃત્તિ જાગે ભલુ કરવાની ભાવના થાય અને ભૂડુ કરવાની બુદ્ધિ નાશ પામે લુટવાની અધમતા અટકે અને દાન દેવાની ઉદારતા જાગે અધમ આચરણ ન સેવાય, ગાળ દેવાનું મન ન થાય, પણ કોઇ દે તો સાભળીને સહન કરવાનું મન થાય તેમજ પોતાની વસ્તુ કોઇ લઈ જાય તો સતોષ માને અને બીજાનું લાવવાની વૃત્તિ નાશ પામે! આ સુખનું સાધન ખરૂ ને?

સુખનું બીજુ સાધન

"मैत्री सत्त्वेषु भावत "

*

જેટલા પ્રાણીઓ જગતમા છે, એ બધાના પ્રત્યે પર આર્થવૃત્તિથી, કોઈપણ જાતિના સ્વાર્થની આકાક્ષા વિનાની મૈત્રી–ઉપકારનો બદલો નહિ લેવાની ઇચ્છિાવાળી પ્રીતિ!

સુખના સાધન

પરમાર્થવૃત્તિથી પ્રાણીમાત્ર પ્રત્યે, એટલે કે-તેમા સ્વ નહિ જોવાનો કે પર નહિ જોવાનો, સ્વજન નહિ જોવાનો કે પરજન નહિ જોવાનો, મિત્ર કે દુશ્મન-ઉત્તમ કે અધમ -મોટા કે નાના-કોઇ નહિ જોવાના, પણ પ્રાણીમાત્ર પ્રત્યે પ્રીતિ! તે પણ કેવી? ઉપકારનો બદલો લેવાની ઇચ્છા વિનાની! આવી પ્રીતિવાળા દુનિયામા કેટલા જીવતા હશે? આદર્શ તો આજ હોય ને? આ બીજો ગુણ બહુજ ઉત્તમ કોટિનો છે કોઇપણ પ્રાણી પ્રત્યે પરમાર્થવૃત્તિથી અને પાછો બદલો નહિ લેવાની ઇચ્છાથી જે પ્રીતિ બધાય, તેમા બધાનુ હિત થાય એ ચિંતા છે આનાથી બધાનું ભલુ થાવ, બધા સુખી થાવ, જાન લેવા આવે એ પણ સુખરૂપ જીવો, એ બુદ્ધિ થાય કહે છે કે-આ ભાવના આવે તો શુ થાય?

<u>મૈત્રિ ભાવનાનું ફળ</u>

" मैत्री भावयतो नित्य, शुभो भाव प्रजायते।
ततो भावोदका जन्तो – र्द्वेषाग्निरुपशाम्यति ॥१॥ "

*

'નિત્ય મૈત્રીને ભાવતા આત્માને શુભ ભાવ પેદા થાય છે અને તે ભાવરૂપ પાણીથી દ્વેષરૂપી અગ્નિ ઉપશાંત થઇ જાય છે'

*

હમેશા મૈત્રી ભાવના કરનાર આત્મામા ઉત્તમકોટિનો ભાવ પેદા થાય છે તે ભાવના રૂપ પાણીથી હૃદયમા સળગી

ગ્હેલો દ્વેષરૂપી અગ્નિ બુઝાઇ જાય છે કોઇના પ્રત્યે દ્વેષ ન હોય તેને વિકલ્પ હોય ? સાધુઓ ત્યાગી, ઘરબાર વિનાના, ઉઘાડા માથાવાળા અને ઉઘાડા પગવાળા હોય, છતા પ્રસન્નતાથી રહી શકે છે તે પ્રતાપ આ ભાવનાનો છે જીદગીમા આટલુ યાદ થઇ જાય અને આને અનુસરતું આંશિક પણ વર્તન આવી જાય, તો પણ માનવજીવન પામીને ઘણું ઘણું પામ્યા એમ કહી શકાય પરન્તુ આ બન્ને સાધનોનો આધાર છેલ્લા ત્રીજા સાધન ઉપર છે

સુખનુ ત્રીજું સાધન

"આત્મીયગ્રહમોક્ષશ્ચ"

*

આત્મીય એટલે દુનિયાના નાશવતા પદાર્થમા પોતા પણાની બુદ્ધિ, તેનો મોક્ષ નામ ત્યાગ ઘરબાર, કુટુબપરિવાર, ઋદ્ધિસિદ્ધિ, રાજપાટ, મહેલ, માનપાન, મોજશોખ-જે ગણો તે બધુએ નાશવત છે તમારૂ નથી તેને નહિ મૂકો તો પણ મૂકીને જવુ પડશે આનાકાની કરશો તો પણ નહિ રહી શકાય બગલા, બગીચા કે બાયડી-છોકરાંને હાથ જોડીને કહેશો કે-જીવાડો, તોયે ના કહેશે ઘણા મરી ગયા તેમ તમારે આવ્યુ, એમ કહેશે કહેશે કે-મરતાને કોઈ જીવાડી શકયા છે ? બહુ હશે તો પાસે ઉભા રહીને રોશે અને થોડો દુ ખમા વધારો કરી આપશે તમે ગમે તેમ માનતા હો કે-આ જગતમા હું કોઈની પરવા નથી રાખતો, પણ

પરવા તમે કોની નથી રાખતા ?, એ હું સારી રીતે જાણું છું એક દેવ, બીજા ગુરૂ અને ત્રીજા ધર્મની ! તે શિવાય તો બધેય વગર ખતની–દસ્તાવેજ વિનાની ગુલામગીરી ! એ ગુલામગીરીમાથી કોઇ છોડાવવાનું કહે તોયે નહિ છોડવાના એવા નિશ્ચયના ! અજ્ઞાનના આવરણ આખની આગળ આવી ગયા છે માટે એ સમજાતી નથી બધા પદાર્થો મને કે કમને, હસતે કે રોતે, ઇચ્છાએ કે અનિચ્છાએ મૂકીને જવાનું છે–માટે તમારા નથી, નાશવત છે એ પદાર્થો પ્રત્યે મ્હારાપણાની બુદ્ધિ તનું નામ આત્મીય ગ્રહ તેનો ત્યાગ મ્હારાપણાની બુદ્ધિ નાશ પામી જાય, તે દિવસે હું કહી આવ્યો તેવી પ્રાણી માત્ર પ્રત્યેની પ્રીતિ કરવામા અને સાધુની સેવા કરવામા વાધો નહિ આવે એમ ખબર આવશે કે–'ઘર પડી ગયું'–તો કહેશે કે–'મ્હારૂ નથી' છોકરો મરી ગયો–તો કે મરવાનો હતો મ્હારો ન્હોતો લક્ષ્મી ગઇ–તો કે જવાની હતી પેટમા ખાડા હશે તો કહેશે કે–પાપનો ઉદય આ જગતમા મહેનત કરવા છતા ખાડા નથી પૂરાતા અને છતી સામગ્રીએ કોટયાધિપતિઓને ભોજનના થાળ તૈયાર હોવા છતા કૅન્સર જેવા દર્દોના ભોગ થવાથી ભૂખ્યા રહેવુ પડે છે ! તમે એમ ન માનતા કે–પેટમા સીધુ ઉતરી જાય છે તે તમારી બુદ્ધિના બળે ! મોટા મોટા ડૉકટરો પણ કૅન્સર થાય છે ત્યારે હાથ ખખેરી નાખે છે એવો કુસમય આવે તે પહેલા આપણે આપણી જાતે નાશવતી વસ્તુઓની મમતા છોડવી, એ બુદ્ધિમત્તા ઓછી છે ? આટલા આટલા દુખના અનુભવો ગળે નથી ઉતરતા, તો તમારી બુદ્ધિ માટે મને

ખેદ થાય છે બીચારા કરતા બહાદૂર થઈને મરો બીચારા મૂકીને ગયા, એમ કહેવડાવવા કરતા લાત મારીને ગયા,- એમ કહેવરાવો! ઘરડા પહેલા મરશે અને જુવાનીયા પછી મરશે-એવો કોઈ કાયદો નથી આ ત્રીજુ સુખનું સાધન! દુનિયાના સઘળા પદાર્થોમાથી મ્હારાપણાની બુદ્ધિ નાશ પામી જાય, ત્યારે લાભ શો થાય?

## મમતા મૂકતા શું મળે?

' अशेषदोषजननी, निःशेषगुणघातिनी ।
आत्मीयग्रहमोक्षेण, तृष्णाऽपि विनिवर्तते ॥ १ ॥ "

*

'આત્મીય ગ્રહ -ના ત્યાગથી સઘળા દોષોને પેદા કરનારી અને સઘળા ગુણોનો ઘાત કરનારી તૃષ્ણા પણ નાશ પામી જાય છે

*

તૃષ્ણા લાલસા-અનેક જાતિની ઇચ્છાઓ, એ સઘળા દોષોને પેદા કરનાર છે કારણ કે જેટલી પૌદ્ગલિક ઇચ્છા એટલો દોષ જેટલી લાલસા એટલુ પાપ જેટલી ઇચ્છા વધારે એટલા દોષ ઘણા તમારી તૃષ્ણા કેમ વધી રહી છે? પૌદ્ગલિક પદાર્થો ઉપરથી મ્હારાપણાની બુદ્ધિ જતી નથી માટે! કહોને કે હજી તો એમ ઇચ્છા છે કે, આખી દુનિયાને મ્હારી બનાવી લઉં! તૃષ્ણા વધે ત્યા દોષ આવવા માંડે અને ગુણ નષ્ટ થાય સઘળા દોષોને ઉત્પન્ન કરનાર તૃષ્ણા

છે જગતના પદાર્થો પ્રત્યેથી મ્હારાપણાની બુદ્ધિ ગઇ, એટલે તૃષ્ણાનો અભાવ થયો અને તૃષ્ણા ન હોય ત્યા પ્રાણી પ્રત્યે પ્રીતિ હોય તથા સાધુનો સસર્ગ પણ હોય આવો આદમી દુ ખી હોય, એનું એક પણ દ્રષ્ટાત આપી શકો તેમ નથી તૃષ્ણા વાન્ હોય, બીજાઓ પ્રત્યે ઇર્ષ્યાવાળો હોય અને કુસગી હોય, તેવા અનેક આત્માઓ આજે દુ ખી છે તેના દાખલા ઓનો પાર નહિ આવે આ ત્રણ ગુણ-ત્રણ સાધન મળી જાય પછી કોઇ દુ ખી છે, એવુ દ્રષ્ટાત મને લાવી આપો! જો ન લાવી આપો તો સાધુઓનો પ્રયત્ન સારો છે કે નરસો? ઇરાદો એકજ કે-તમને સારા બનાવવા સારા એટલે સાધુ અથવા અડધા (થોડા ઘણા) સાધુ અથવા તો સાધુ થવુ એ સારૂ છે એટલી માન્યતાવાળા! આટલુ જો ગમી જાય, તો આજે બધા વિરોધ શાન્ત થઈ જાય ના તો તમે સાધો ન સધાય તો સાધતાને હાથ જોડો, સહાય કરો ગુણવાન બનો, નહિતર ગુણવાન આગળ ઝૂકો. ગુણવાન બનવુ નહિ અને ગુણવાનની સામે કડવી દૃષ્ટિએ ઉભુ રહેવુ, એ મહાન્ દોષ છે પોતે ઉત્તમ થવુ નહિ, બીજાને થવા દેવો નહિ, બીજાની ઉત્તમ ભાવના પુષ્ટ ન કરવી, છતી શક્તિએ સહાય ન કરવી ને ઉલ્ટા સામે થવું, એ સન્નિપાતનો રોગ છે જો આ રોગ બહુ વખત ચાલ્યો અને તેના માટે તાબડતોબ કરવો જોઇતો ઇલાજ ન કર્યો, તો તે ભયકર અને જીવ લેણ થશે. તેમ થયા પહેલા ચેતો, નહિ તો ઘડીઓ ગણાય છે બે કલાક આયુષ્યમાથી ગયા બેઠા બેઠા પણ ઘણાના આયુષ્ય ખતમ થઇ ગયા ઘડીયાળ પણ સમજાવી શકે છે,

પણ જીવતા–જાગતા સાધુ જેને અસર ન કરે, તેને ઘડીયાળ શુ કરે ? હાથે ઘડીયાળ બાધે, પણ તેનો ઉપયોગ ઑફીસ કે બજારનો ટાઇમ જોવા કરે અથવા ચાનો ટાઇમ યાદ કરવા માટે કરે ! એ ઘડીયાળનો કાટો જોઇને કેટલાકને યાદ આવે છે કે–આયુષ્ય ઘટ્યું ? આ બધાને બુદ્ધિશાળી કહેવા કે કેવા કહેવા ? જે આદમીને હજારો–લાખોને મરતા જોવા છતા, ગાદીપતિઓ ગયા અને ગાદી રહી ગઇ એ જાણવા છતા તથા દિ ઉગે કે પાચ–પચાસના મરણની પોકો સભળાય તે અનુભવવા છતા, આયુષ્ય ઘટે છે માટે કાંઇ કરી લેવું જોઇયે–એટલો ખ્યાલ ન આવે, એને બુદ્ધિમાન કહેવાની મ્હારી ઇચ્છા થતી નથી અને કોઇ પણ ડાહ્યા માણસને થાય ખરી કે ?

( સભા૦ આયુષ્ય ઘટે છે એવુ બધા સમજે છે ! )

બધા સમજ્યા છે, પણ સમજેલુ ગળે ઉતરે અને એનો જીવનમા ઉપયોગ કરીને વિચારપૂર્વક કલ્યાણના માર્ગે વિચરાય, તે માટે વારવાર બોલુ છુ

ઉપસહાર

આ ત્રણ ગુણના સેવનથી સાચુ સુખ નિકટ આવશે અને દુ ખ માત્ર મટી જશે અને આ વિચારથી બહાર નીકળશો તો જાદુઈ અસર થશે ' સાધુ તો એમજ કહે ' –એમ કહીને ઉઠયા તો જેવા ને તેવા રહેશો અને વધુમાં કાંઈક પણ દુર્ભાવના આવશે. અત્યાર સુધી જે કહી ગયા તેનો ઉપસહાર કરી લઇએ પીઠિકા મોટી, વચમા નાનું અને સાર

એથીયે નાનો : પહેલાં હૈયામાં ઘાલવા માટે કહેવાનું માટે જરા લાંબુ. સૌથી પહેલાં એ કહી ગયા કે-જ્ઞાનીઓ એમ કહે છે કે, દરેક જંતુ સુખને ઇચ્છે છે : ન્હાનામાં કે મોટામાં, વિદ્વાનમાં કે ગાંડામાં, કોઈમાં એ માટે બે મત છે નહિ ઇચ્છે છે એટલુંજ નહિ, પણ ચોવીસે કલાક તેને માટે ધમપછાડ કરે છે. તે છતાં આજદિન સુધી સુખ નથી મળી શક્યું તે નિશ્ચિત છે. સુખ નથી મળ્યું માટે દુનિયા ઉંધે રસ્તે ઘસડાઈ રહી છે તે નક્કી છે : તેથી સુખનાં સાધનો જ્ઞાનીઓએ બતાવ્યાં. શાસ્ત્રોમાંથી સાર દોહન કર્યો અને એ વસ્તુ કહી કે-ધર્મ કરવો એ સુખનું સાધન અને પાપ આચરવું તે દુઃખનું સાધન. ‘ આપણી જાતિને ભયંકર લાગે-દુઃખમય લાગે તે પારકા પ્રત્યે આચરવું નહિ’-એનું નામ ધર્મ. “ જે જે બનાવોથી મને તકલીફ થાય, તે મારે મારી જીંદગીમાં બીજા પ્રત્યે આદરવા નહિ ”-આ મનઃકામના સાધુપણું આવે તોજ સંપૂર્ણ થાય : અને એજ સાચુ સ્વરાજ્ય છે.

**(સભામાંથી પ્રશ્ન**-ધર્મ અને પુન્યમાં કેટલો તફાવત ?)

આ પ્રશ્ન સમજવા જેવો છે. કેવળ મુક્તિનાજ ઇરાદાથી કરેલો શુદ્ધ ધર્મ એ તો આત્મા ઉપર લાગેલ કર્મમળને સાફ કરે છે અને સીધો મોક્ષે લઇ જાય છે એ ધર્મ કરતાં પૌદ્ગલિક પદાર્થની થોડી પણ આસક્તિ રહી જાય, તો પુણ્ય પેદા થાય અને તે પુન્ય સારી સારી સામગ્રી પમાડી, વળાવારૂપે થઇને આત્માને મોક્ષમાર્ગમાં પહોંચાડી દે છે. ધર્મ, એ સુખનું સાધન છે. જે સાધન ધર્મનાં તેજ સુખનાં !

ત્રણ વસ્તુ મૂકી:-

૧-હમેશાં બને તો ચોવીશ કલાક, કાયાથી ન બને તો હૃદયથી-હૃદયના બહુમાનપૂર્વક સાધુ એટલે ગુણોએ કરી વૃદ્ધ મહાપુરૂષો, એમની સેવા-એમની આજ્ઞાનું પાલન આ સાધનની સેવાથી લાભ ત્રણ: ૧. સુંદર ઉપદેશની પ્રાપ્તિ. ૨ ધર્માત્માના દર્શન, ૩ સ્થાને વિનય

૨-પરમાર્થ વૃત્તિથી દુનિયાનાં પ્રાણીઓ પ્રત્યે-વિશ્વ-પ્રત્યે, બદલો લેવાની ઈચ્છા વિનાની પ્રીતિ-સૌના હિતની ચિંતા આથી શુભ ભાવના થાય અને દ્વેષરૂપ અગ્નિ બુઝાઇ જાય.

૩-દુનિયાદારીના સ્વયમેવ નાશવત, મૂકીને જવાના, તેવા પદાર્થો પ્રત્યે મ્હારાપણાની ખોટી કલ્પી કાઢેલી બુદ્ધિનો નાશ તે ત્રીજુ સાધન. આથી તૃષ્ણા કે જે સઘળા દોષોની માતા છે અને સઘળા ગુણોનો ઘાત કરનારી છે, તેનો નાશ થાય છે.

આ માનવજીવન સફળ કરવા માટે જે બહુજ શુદ્ધ હૃદયપૂર્વક ત્રણ સાધનો સેવવાનાં બતાવ્યાં, તે આત્માને આ ભવમાં શાંતિ પમાડે અને તેથી ભાષાંતરમાં પણ શાંતિ મળે એવા છે તેના આરાધનથી ભવિષ્યમાં એવી કાર્યવાહી થશે કે-આત્માની સાથે અનાદિકાળથી લાગેલ કર્મમળ સાફ થશે અને જે સુખને પ્રાણીમાત્ર ઇચ્છે છે, તે મુક્તિનુ અદ્વિતીય સુખ કે જે દુ:ખના લેશ વિનાનું, પૂરેપૂરૂં અને શાશ્વત છે, તે મળી શકશે: વધુમાં તે આત્માને સઘળાંય દુ:ખના દાવાનળો સ્પર્શી પણ શકશે નહિ: અને તોજ મળેલ આર્યદેશ, આર્ય-કુળ અને આર્યજાતિની સફળતા થશે.

# યુવાવસ્થાનો સદુપયોગ

મુંબઇ

તા ૨ ફેબ્રુઆરી ૧૯૩૦ રવિવાર

શ્રી મુંબઈ જૈન યુવક મંડળના આશ્રય નીચે એક જાહેર સભા સી. પી. ટેન્ક ઉપર આવેલી લાડની વાડીના વિશાળ ચોગાનમાં તા. ૨-૨-'૩૦ ને રવિવારે બપોરે બે વાગે બોલાવવામાં આવી હતી. તે પ્રસંગે મું. જૈ. યુ. મંડળની ખાસ વિનંતિથી પૂજ્યપાદ બા. બ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસ પ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરે 'યુવાવસ્થાનો સદુપયોગ' એ વિષય એક અતિ માનનીય જાહેર પ્રવચન આપવા કૃપા કરી હતી.

આ મહાત્માના દૈનિક ને જાહેર પ્રવચનોએ મુંબઈની જાહેર જનતાને ખૂબ આકર્ષી હતી અને નિયત સમય પૂર્વે તો જૈન અને જૈનેતર સ્ત્રી પુરુષોથી ચોગાન ચીકાર ભરાઈ ગયું હતું. આ પ્રસંગે જાહેર આમંત્રણ પત્રિકા સેક્રેટરીએ વાંચ્યા બાદ પૂ. પ્રવચનકારશ્રીએ બે કલાક સુધી ધારાવાહી દેશના દીધી હતી.

વર્તમાનમાં યુવક પ્રવૃત્તિ પ્રતિદિન વધતી જાય છે અને સ્થળે સ્થળે જ્યારે દરેક પ્રવૃત્તિમાં યુવકો આગળ વધતા જાય છે, ત્યારે તેમને સન્માર્ગે દોરવાનો આ પ્રયાસ અતિ સ્તુત્ય ગણાય અને પ્રસ્તુત પ્રવચનમાં પણ યુવાવસ્થાની સાચી સફળતા શામાં રહેલી છે, એનું હૃદયંગમ વિવેચન વાચકો જોઈ શકશે. પ્રવચન પૂર્ણ થયે પૂજ્યશ્રીના જયઘોષ સાથે સભા વિખરાઈ હતી.

[ ૫ ]

## પ્રબળતા સાથે સંકળાએલી ભયંકરતા

આ દુનિયામા સઘળી અવસ્થાઓ કરતાં યુવાવસ્થા, એ એક એવી અવસ્થા છે કે–જો આત્મા ધારે તો તે અવસ્થા દ્વારા ધાર્યું કામ પાર પાડી શકે છે જો કે–એ અવસ્થા યોગ્ય દિશાયે વળવી જોઈએ જો એમા દિશાનો ભેદ થઇ જાય, તો તે જેટલી ઉપયોગી અને લાભદાયી છે, તેટલીજ નિરૂપયોગી અને ભયંકર થઇ પડે છે એ માટે એક કવિ કહે છે કે —

"अतिवाहितमतिगहनं, विनाऽपवादेन यौवन येन ।
दोषनिधाने जन्मनि, किं न प्राप्त फल तेन ॥१॥"

*

'જે આત્માએ પોતાના અતિ ગહન યૌવનને અપવાદ રહિતપણે પસાર કર્યું, તેણે દોષના ભંડારરૂપ જન્મમા કયુ ફલ પ્રાપ્ત કર્યું નથી ?' અર્થાત્–सर्वमेव प्राप्तम्–સર્વ પ્રાપ્ત કર્યું છે

યુવાવસ્થાનો સદુપયોગ

યુવાવસ્થા એ અતિ ગહન છે, કારણ કે-એ સમયની વિચારસરણી, મનોદશા અને ભાવનાઓ, એટલી ઉદ્દામ થઈ જાય છે કે-એ વધુંએ સત્ત્વ જે દિશાએ ખર્ચાવું જોઈએ, તે નહિ ખરચાતાં જૂદીજ દિશામાં ખર્ચે, તો પરિણામે જે મેળવવા યોગ્ય હતું તે નહિ મળતાં, જૂદુંજ રૂપક આવીને ઉભું રહે છે. જેમ વસ્તુ સારી અને લાભદાયી, તેમ એ તેને યોગ્ય રસ્તે યોજવામાં ન આવે, તો નુકશાનકારક થઇ પડે છે. સાધનની સામગ્રી જે વખતે સારા પ્રમાણમાં હોય, એ વખતના ગુણ તો સારા ગવાયજ. જેમ સંસારમાં મનુષ્યો છે, તેમ પશુઓ પણ છે: છતાં પશુઓના કર્તવ્યનો વિચાર કોઇ દિવસ કરવામાં આવતો નથી. મનુષ્ય એ સાધનસંપન્ન છે: બુદ્ધિમાન છે: શું કરવું-શું ન કરવું એ વિચાર કરવાને શક્તિમાન છે: તેથીજ તેના જીવનનાં ગુણગાન વધુ કરવામાં આવે છે. બાલ્યવયમાં શક્તિઓ ખીલેલી નથી હોતી, વૃદ્ધાવસ્થામાં શક્તિઓ શિથિલ થાય છે, જ્યારે એક યુવાવસ્થાજ એવી છે કે-જે સમય શક્તિઓ ખીલેલી અને તાકાત જેવી જોઇએ તેવી હોય છે. એટલા જ માટે એ અવસ્થામાં શું કરીએ તો તેનો સદુપયોગ થયો માની શકાય, તે વિચારવાનું છે. બાળક કે વૃદ્ધને કાંઈ કરવા જેવું નથી અથવા કાંઈજ કરી શકતા નથી, એવું માની નહિ લેતા: અહીં તો વાત એ છે કે-બીજી અવસ્થાઓ કરતાં સાધ્યને સિદ્ધ કરવાનાં પ્રબળ સાધનો યુવાવસ્થામાં છે: તેનો કયી રીતિએ સદુપયોગ કરીએ તો સાધ્યની સિદ્ધિ થાય? બાલ્ય અવસ્થા એવી છે કે-જેમ નાયક દોરે તેમ દોરાય: વૃદ્ધાવસ્થામાં કુદ-

સ્તી એ ગુણ આવે છે કે–વિચાર કર્યા સિવાય કદમ ભરે નહિ : પણ યુવાવસ્થામાં ઉન્મત્તતા આવતાં વાર લાગતી નથી : અને તે ઉન્મત્તતા આવી જાય તો સાધવાનું એક બાજૂએ રહી જાય છે. બાલ્યાવસ્થા નિશ્રાવાળી હોય છે, વૃદ્ધાવસ્થા અનુભવથી ઘડાઈ શાંત થયેલી હોય છે, જ્યારે યુવાવસ્થામાંજ ગોટાળો થવા સંભવ છે : કારણ કે–નિશ્રા મળે નહિ અને આવડત હોય નહિ. તે વખતનું જોર, ભાવના, વિચાર, વિગેરે પ્રબળ છે : ધાર્યું કામ આપી શકે તેમ છે : પણ જે ચીજ જેટલા જેટલા પ્રમાણમાં સારી અને પ્રશંસાપાત્ર હોય, તેટલા તેટલા પ્રમાણમાં તે સુયોગ્ય રીતિએ યોજાવી જોઈએ.

## યૌવન રૂપ ગહન વમળ

યુવાવસ્થામાં કયી રીતિની કાર્યવાહી હસ્તગત કરીએ તો સાધવાનું સાધી શકીએ ? આજે દુનિયામાં દરેક યુવાન ઇચ્છે છે કે–હું વહેલો બહાર આવું. આજના યુવાનો માને છે કે–બીજાઓ ન કરી શકે તે અમે કરીએ ! એ માનવામાં હરકત નથી–પણ ક્યારે ? ક્યારેનો ઉત્તર રીતસર ન મળે. અવસ્થા માત્રથી રાજી થવું જોઇએ નહિ : અવસ્થાને લીધે સારૂંજ કરી શકે, એ વિશ્વાસ યુવાવસ્થા ઉપર મૂકાય નહિ. અમે જ સારૂં સારૂં કરીએ ને બીજા નહિ–એ જાતિની હઠ, તે તો અવસ્થાનો સદુપયોગ નહિ પણ ભયંકર દુરૂપયોગ છે. હું એમ કહું છું કે–ગમે તેને તેના વિચાર ઉપર ચાલવા દેવું, એ નુકશાનકારક છે. 'જેનામાં વિચારશક્તિ તાજી

હોય તેજ કાઇ કરી શકે'—એમ માનવામા હરકત નથી, પણ પ્રથમ વિચારની સુદરતા સાબીત કરવી જોઇએ એ ન કરે તો માત્ર અવસ્થાના બ્હાને આગળ આવવાનો આગ્રહ કરવો જોઇએ નહિ 'હુ કરૂ તેજ સાચુ'—એ ઉદ્દામવૃત્તિ છે શાત લોહીવાળા જે કામ કરે, તે ઉછાછળા લોહીવાળા કરી શક્તા નથી મનુષ્યજીવન સાર્થક કરવાના સાધનો—વિચાર અને જ્ઞાન છે એટલે પોતાની વિચારશક્તિને માણુમે જ્ઞાનપૂર્વક કેળવવી જોઇએ એવી રીતિએ કેળવેલી વૃત્તિવાળો કદિ ભૂલો નહિ પડે 'અમૂક કાર્યનુ અતિમ પરિણામ કયુ ?'—તેનો વિચાર કરવો જ જોઈએ. વર્તમાનકાળમા જ વિજય આપે તે વિજય નથી તત્ક્ષણ—અત્યારે ને અત્યારે મ્હેજ ફાવટ આવી ગઇ તેથી નહિ માની લેવુ ક—ફાવટ થઇ ગઇ ? શાસ્ત્ર કહે છે કે—' બાલ્યાવસ્થામા કેળવેલા ગુણોને, યોગ્ય નેતા પાળનાર ન મળે તો એની બાલ્યવસ્થાની સુંદર કમાણી ધૂળમા મળી જાય છે યુવાવસ્થામા જેની દશા બગડી, તે કદી સુખી નથી થતો તેની વૃદ્ધાવસ્થા પણ એવી થાય કે—કમાણી કરવા લાયક ન રહે. જેમ સાગર આખો તરી જવાય, પણ વચ્ચે ફરતા આવર્તો આવે ત્યા જો સ્ટીમર વમળમા પડી તો ભાગ્યેજ બચે આખા સાગરને તરવામા જે મુશ્કેલી નથી, તે મુશ્કેલી એ આવર્તને ઓળગવામા છે મનુષ્યજીવનની ખરબાદી પણ આ યૌવનરૂપી આવર્તમા છે આખા જીવનની કાર્યવાહી બધી સભાળવાની અહીં છે યૌવનરૂપ આવર્તમા જીવન ગબડ્યુ, તો સાધના રહી જવાની અને નાશ સરજાઇ જવાનો. આ અવસ્થારૂપી

આવર્તમાં જો આત્મા ઝંપલાઇ ગયો, તો બ્હાર નીકળવું મુશ્કેલ છે. માટે આ કવિવર યૌવનને અતિગહન લખે છે. તેમાં જેટલી સુંદરતા છે, તેટલીજ કદરૂપી અવસ્થા પડી છે. એટલા જ માટે જેમ બને તેમ એના ગહન વમળમાં આત્મા ન ગુંચવાઈ જાય, એવા પ્રયત્નની મનુષ્યજીવનમાં અતિ આવશ્યકતા છે.

## સાચો યુવાન હોવા છતાં કોઇને ત્રાસ હોય ?

જેણે આ અવસ્થા કોઈ પણ જાતના અપવાદ, દોષ, કે ઉદ્ધતાઇ વિના પૂરી કરી વાળી, એના જેવો પુણ્યવાન આત્મા આ જગતમાં કોઇ નથી. જન્મનું જે ફળ મેળવવાનું હતું, તે યૌવનાવસ્થા અપવાદ વિના પસાર કરી તેણે મેળવ્યું છે. કયી કયી ક્રિયાઓ યુવાવસ્થામાં કરવામાં આવે, તો અપવાદ ગણાય અને કયી કયી ક્રિયાઓ કરવામાં આવે, તો એ અપવાદથી બચી જવાય ? યુવાવસ્થામાં મન અને ઇંદ્રિયો મજબૂત હોય છે : બાલ્યાવસ્થા હજુ વિષયભોગી થઈ નથી : વૃદ્ધાવસ્થા શિથિલ છે : જીવનની સફળતા અને નિષ્ફળતાનો આધાર, એ યુવાવસ્થામાં તેજ થયેલી ઇંદ્રિયોના સદુપયોગ ઉપર રહે છે. એ ઇંદ્રિયોને આધીન થઈ જવાય, તો અપવાદ ડગલે ને પગલે આવતાં વાર લાગે નહિ. દુનિયામાં એવું કયું પાપ છે કે—જે પાપ ઇંદ્રિયોને આધીન થયેલો આત્મા ન કરે ? કયો દુનિયામાં એવો ખરાબ બનાવ છે કે—આ ઇંદ્રિયોને આધીન થયેલો ન કરી બેસે ? તે વખતે

જે આત્મા ઇંદ્રિયોને આધીન ન થયો—ઇંદ્રિયોથી બચી ગયો, તે જ બચ્યો. યુવાવસ્થા ભયંકર પણ છે અને સારી રીતે વપરાય તો સુંદર પણ છે. ઇંદ્રિયોનું જે જોર યુવાવસ્થામાં હોય છે, તે કોઇ અવસ્થામાં હોતું નથી. એટલા માટે જ્ઞાનીઓ પણ લખી ગયા કે—'યોગીના મન પણ યુવાવસ્થામાં કદાચ બરાબર વૈરાગ્યપૂર્વક જીવન ન ખર્ચાય, તો વિકારવશ થઇ જાય ન થાય એ જ ! આ' યૌવન બગબગાને મુંઝવે. ન મુંઝાય તે મહાત્મા. જીવનનો જેટલો સદુપયોગ માને, તેટલો બધો તેજ કરી શકે તેની જ વૃદ્ધાવસ્થા શાન્ત, સ્થિર અને સદાચારવાળી બને અને તેજ દુનિયામાં માર્ગદર્શક દીવાદાંડી બને. યુવાવસ્થા સારી રીતે પસાર કરી હોય તેની વૃદ્ધાવસ્થા સુંદર બની શકે છે, પણ જેણે એ યુવાવસ્થાનો આખોયે ટાઇમ ઇંદ્રિયોના ક્રમ કાઢવામાં ગુમાવ્યો હોય—આંખથી જેટલું જોવાય તેટલું જોઇ લેવું, શરીરથી ભોગવાય તેટલું ભોગવી લેવું, ખાઇ પીને મોજ કરી લેવી,—એજ ધ્યેયથી જીવન ગાળ્યું હોય, પછી વૃદ્ધાવસ્થામાં સુખે ધર્મ સાધીશું—એમ કહેનારાઓને હું કહું છું કે—'જ્યારે એક કલાકની ખરાબ કાર્યવાહી દિવસો સુધી ભૂલાતી નથી, તો જેણે આખી યુવાવસ્થા ખરાબ કાઢી હોય, તે વૃદ્ધાવસ્થામાં ધર્મ સાધે કયી રીતે ?' બીજી વાત એ છે કે—જો બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા દુનિયામાં હોત જ નહિ, તો આજના જુવાનો દુનિયામાં જીવત નહિ. જુવાનો જીવે છે તે બાળકો અને વૃદ્ધોને લીધે જીવે છે. યુવાવસ્થાને આધીન બની ગયેલા જે આજે જીવે છે, તે બાળક અને વૃદ્ધના પ્રતાપે છે. બાળકની સાથે કોઇ અથડાય

તો તે રોતો રોતો ઘેર જાય વૃદ્ધ સાથે ભટકાય તો 'હશે !' –એમ કહી જવા દે પણ જો યુવાન યુવાનની સાથે ભટકાય તો લોહી જ વહેને ? મારા અંગોપાગ સારા છે માટે મારૂ સામ્રાજ્ય છે,–પણ જે ચાલતા વચ્ચે આવે એને ઠોકર મારવા માટે ? આજની દુનિયા યુવાનોને પ્રધાનપદ આપી રહી છે જગત પાસે યુવાનો એમ ઇચ્છે છે કે–અમારૂ શાસન ચાલે હુ કહું છુ કે–યોગ્ય વ્યક્તિનું શાસન ચાલે એમા હરકત છે જ નહિ, પણ જે પોતાનું શાસન સ્થાપવા માગે છે તે કેવો હોવો જોઇએ ?–એ તો વિચારવુ જ પડશે શાસન તેનું સ્થપાય કે જેનામા સ્વામિપણુ હોય જે રસ્તે યુવાન જતો હોય, તે રસ્તે નિર્બળને ભય અને સજ્જનને સતાપ હોય ? આજના યુવાનને કોઈથી કહેવાય નહિ હું કહું છુ કે–પોતાના બળનો ઉપયોગ બીજાને ત્રાસ દેવામા કરતો હોય તો તે જુવાન, જુવાન નહિ પણ એની એ કાર્યવાહીના પ્રતાપે એ રાક્ષસ જેવો લાગે છે આજે દુનિયામા ઉપદ્રવ મચી રહ્યો છે, તે આ કહેવાતી યુવાનીના નામે ઉન્મત્ત બની ફરનારા રાક્ષસોના પ્રતાપે છે જે દેશમા યુવાનો ઘણા જીવે, તે દેશમા નિર્બળ દુ ખી હોય ? તે દિવસે દુનિયામા શું હોવુ ઘટે ? જે શહેરમા પોલીસ ઘણી, તે શહેરમા ચોરી ઓછી હોવી જોઇએ કે વધુ ? જ્યા યુવાન નવી સૃષ્ટિનો સરજનહાર મનાય, ત્યા હોવુ શુ જોઈએ ? 'અમે જુવાન'–એમ બોલતા પહેલા શોચો કે–'કર્યું શુ અને કરવુ જોઇએ શુ ?' વિચારોને ઝીલતા પહેલા તે કયી દિશામા જાય છે–એ જોવુ જોઈયે કે નહિ ? માટે આ કવિ કહે છે કે–'જેણે સુખપૂર્વક યુવાવસ્થા પસાર કરી, તેણે જે પામવા જેવુ હતુ તે બધુ જ મેળવી લીધુ'

યુવાવસ્થાનો સદુપયોગ

એ કાંતિવાદી યુવાનો.

'કાળા માથાનો માનવી શું ન કરે ?'–એમ કહેવામાં આવે છે, તે કયી બુદ્ધિએ કહેવાયું હશે ? આજે કહેવાય છે કે–જ્યાં બહુ જુવાન ભેગા થયા હોય ત્યાંથી ચાલી જવું : કારણ કે–જો કોઈ યુવાન દલીલમાં નહિ ફાવે, તો છેવટે પાઘડી ઉછાળવાની નીચતા કર્યા વગર રહેશે નહિ. આ આબરૂ ! યુવાનોની આ ખ્યાતિ ! આખી યુવાન કોમ પર આ કલંક છે. જ્યાં યુવાનો હોય તે સમુદાયમાંથી વૃદ્ધોને ભાગવું પડે ? બાળકોનો ઘાણ નીકળે ? આ જાતિની છાપવાળા યુવાનોનું જગતમાં સામ્રાજ્ય થાય, તો તે કેવી નવી સૃષ્ટિને સરજે ? યુવાનોની એ ખ્યાતિ હોવી જોઈએ કે–'એ મરશે પણ અમને અણીશુદ્ધ મોકલશે.' પોતાના વિચારો પારકા ઉપર ઠસાવવા, પણ તે કયી રીતે ? ધારાશાસ્ત્રી પોતાના વિચારો ઠસાવવા જજના સ્ટેજ ઉપર ચઢી જઈ તેનું ગળું દાબે ? યુવાનોએ જગત્ પાસે પોતાના વિચારો મનાવવા હોય, તો તેમણે કયી રીતિએ વર્તવું જોઈએ ? બાળવો, એ સુખનું સાધન કે બાળી મૂકનારૂં સાધન છે ? તમારા વિચાર એવા પ્રૌઢ બનાવો કે–આખું જગત્ ઝૂકે. તેવી તાકાત નથી તો તો નવી સૃષ્ટિનું સર્જન કરવાનો દાવો શા માટે કરવામાં આવે છે ? લોક આપોઆપ શરણે આવે એવા વિચારો બનાવો. જે અવસ્થાને જ્ઞાનીઓએ સાધ્યની સિદ્ધિ માટે મહત્ત્વની માની, તે અવસ્થામાં રહેનારાઓની આ આબરૂ લજવનારી છે : શોભાવનારી નથી. બધા જ જુવાનીઆં એવા

યુવાવસ્થાનો સદુપયોગ

હોય છે-એમ માનવાનું નથી. આજના આપણા વિષયનો હેતુ એજ છે કે-દરેક દર્શનકારોએ ધર્મને સાધવા-સુંદર વિચારો ફેલાવવા જે અવસ્થાને મહત્ત્વની માની, તેનો સદ્-પયોગ કેવી રીતે થાય? યુવાવસ્થા, યુગનું પરિવર્તન કરવાની શક્તિવાળી પણ છે-પણ એ ધ્યેય નથી. આજે ક્રાંતિ શબ્દ રૂઢ થયો છે. બસ, ક્રાંતિ-બળવો જગાડો: પરંતુ ક્રાંતિ એટલે શું? અરે, એ શબ્દનો ભાવાર્થ પણ આજે તો ક્રાન્તિની બાંગો પોકારનારામાંના ઘણા ખરા સમજતા નથી. ક્રાંતિ શેમાં સંભવે, શેમાં ન સંભવે: ક્રાંતિ કોની હોય, કોની ન હોય-આ બધું જોવાનું કે નહિ? પહેલી વાત એ છે કે-જ્યાં યુવાનો વધારે પ્રમાણમાં હોય, ત્યાં બાળકો અને વૃદ્ધોનાં જીવન નિર્ભય હોય. ત્યાં તો સજ્જનનો પ્રવેશ હોય, સજ્જ-નના વિચારો પ્રત્યે સન્માન હોય અને વિષયોની લાલસા ઉપર અંકુશ હોય. યુવાનની ચાલ સુંદર હોય: તે બોલે ત્યારે મ્હોંઢામાંથી મોતી ખરે: તેને સાંભળવા સૌ કોઈ તલસે: એ જે કાંઇ કહેતો હશે તેમાં કાંઇક હશે-એમ લાગે: એવી યુવાની ઉપયોગી છે.

## તમારો અંતરનાદ ને પૂર્વપુરૂષોનો નહિ?

કયી જાતિના રસ્તે વિચારસરણી ઘડવામાં આવે તો તેનો સદ્‌પયોગ થઈ શકે,-એ આજનો આપણો મૂખ્ય વિષય છે. યુવાનીઆઓએ તો આ વિચાર કર્યો જ હશે ને? આજે કહેવાય છે કે-બુદ્ધિની કસોટિએ ચઢાવવા સમાજ સમક્ષ

અમૂક વિચારો ધરવામા આવે છે, પણ હું પૂછુ છુ કે-કસોટી ઉપર કયી ચીજ ચઢે ? સોનું કે ત્રાબુ ? કે પછી પિત્તળ ? સોનું હોય તજ કસોટી પર ચઢે એક વાર બતાવો કે-અમારા વિચારો સુવર્ણ જેવા છે સોનાના નામે ત્રાબુ-પિત્તળ કસોટી ઉપર ચઢાવવાની મહેનત થવી ન જોઈએ વગર ટચનાની ટચ કાઢની કયી રીતે ? જે અવસ્થામા બેઠા છો, ત્યા એક વાર તો સ્થિર બનો ! કેવળ કાગળ વાગના મદમા છકી ન જાઓ ! અમૂક શબ્દોનો દુરૂપયોગ ન કરો ! આજે એકેક શબ્દને વળગી દુનિયા જે અનર્થને માર્ગે ચઢી રહી છે તેની સીમા નથી જ્ઞાનીઓએ શરીરને ધર્મનું સાધન માની તેની સભાળ રાખનાનું વિધાન કર્યું,-ત્યારે લોકોએ ધર્મને ભૂલી જઇ શરીરની એવી સેવા માડી કે-જેમા ધર્મનું જ ખૂન થઇ જાય જે હેતુ માટે એ શબ્દ વપરાયા તે ભૂલી જવાયુ તેવી જ રીત 'ભાંગ્યા માથાનો માનવી શુ ન કરે ?'-એ સિદ્ધાંત હાથમા આવી ગયો, પણ શું કરવુ જોઇએ-એનો વિચાર રહીજ ગયો. જે કાર્યોને આગાવગોપાલ દુનિયા કરી રહી હોય, તે કાર્ય માટે તો તે નહિ વપરાયા હોય,-એ વાત તો ખરીને ? ત્યારે આ દુનિયામા શુ કાર્ય કરવુ કઠીન છે, એનો વિચાર કરવો પડશે. એ વાકયને પાપાચરણ, ત્રાસ કે ઉગ્ર ખવતાની સાથે નહિ જોડી દેવાય ' મ્હાન વિચાર સાચા છે, એ મનાવવા-'પૂર્વપુરૂષોના બોધ છે'-એમ સાબીત કરવુ હોય, તો તેના માટે યોગ્ય દલીલો આપવી પડશે હું કહું છુ માટે મારા સાચા અને જૂના એટલે બોધ-એ કાઇ દલીલ નથી 'હું તો અન્તર્નાદને જ અનુસરી જઉં છું'-'મ્હારૂ અતર કહે તે જ

ગે સદુપયાગ

સાચું '–એમ કહેનારાને હું પૂછું છું કે–તારી પાસે અંતર છે જ ક્યાં ? અંતર કોને કહેવું ? ક્યાં અંતરનો નાદ માનવો ?, –એની તને ખબર જ નથી. તારા અંતરનો નાદ મનાવવા માટે પૂર્વપુરૂષોના અંતરનો ઇન્કાર કેમ કરે છે ? જે ચીજ સારી છે એ સારી ચીજ કોઇનાય તરફથી થતી હોય, એના સ્વીકારનો ઇન્કાર છેજ નહિ. હું માનું છું કે–યુવાન ધારે તે કરી શકે, પણ એમ કહેનારનો આશય કેવો હોવો જોઇએ ?, –એ હું કાઢવા માગું છું. યુવાનીનો આપણે સદુપયોગ કરાવવો છે, તેટલા માટે જેઓએ નરસું પકડયું હોય તે ખોટું છે, –એમ તો કહેવું જ પડે. 'કાળા માથાનો માનવી શું ન કરે ?' –એ શબ્દ વાપરનાર, દુનિયામાં ધમાલ મચાવવાના જ ઇરાદે વાપરતો હોય, તો તેને આપણે સ્વીકારવા માગતા નથી. દુનિયાનાં સઘળાં વાક્યોમાંથી, સદુપયોગ કરાવવાના મુદ્દાનું જ મારે સમર્થન કરવું છે. જે વિરૂદ્ધ કરી રહ્યા છે તે ખોટા છે : વિરૂદ્ધમાંથી ખસી જઈ તેનો સદુપયોગ કેમ થઇ શકે, તે જ આપણે લાવવા માગીએ છીયે : બધાંએ વાક્યોને આપણે લાભમાં લેવા બેઠા છીએ. યુવાવસ્થા, એ પ્રબળ સાધન છે : ધર્મની–આત્મહિતની–સત્કાર્ય કરવાની પ્રવૃત્તિઓ માટે એ પ્રબળમાં પ્રબળ સાધન છે : તે સાધન જીવનને બરબાદ કરવામાં ન ચાલ્યું જાય, એ સમજાવવા માગીએ છીએ. અમે સાથે એ પણ સમજાવવા માગીએ છીએ કે–આવું સુંદર પણ સાધન જો અયોગ્ય રીતે વાપરવામાં આવશે, તો પરિણામે એના આત્માની ભયંકર બરબાદી શિવાય બીજું કાંઇજ થવું નથી. યૌવન જેવા ઉત્તમ સાધનને આધીન

બની જઇ, જેને હથીયાર બનાવવુ જોઇએ તેનાજ હથીયાર બની જનારાઓએ, પછી તે ભલે મહાન્ શહેનશાહ હોય, તેમણે આ ભવમા ઇજ્જત ગુમાવી છે, સત્ત્વ ગુમાવ્યું છે અને પરલોકને પણ બગાડયો છે માટે પ્રાપ્ત થએલા સાધનથીજ પોતાની ખરાબી ન થઇ જાય, એમ સમજાવવાનો આ પ્રયત્ન છે

## 'કાળા માથાનો માનવી શું ન કરી શકે ?'–એનું રહસ્ય

યુવાવસ્થા મજેની છે, એનો ઇન્કાર નથી ધારેલુ કામ પાર પાડવા અતિશય ઉપયોગી છે–એ તો હું કહી ચૂક્યો. પણ તે ઉંધે માર્ગે વળી રહી હોય, તો તેને સીધે માર્ગે વાળવા આપણો પ્રયત્ન છે 'કાળા માથાનો માનવી શું ન કરે ?'–એ વાકય સજ્જનોમા અને સારી સમાજોમા પણ પ્રચલિત છે પણ તેના મૂળભાવને સમજ્યા વિના, એક ખૂની એ વચનને વળગી પડે, તો તેનો કયી દિશામા ઉપયોગ થાય ? તેવી જ રીતે જે સ્થળમા યુવાન જતો હોય, યુવાનનું જ્યા આવાગમન હોય ત્યા નિર્ભયતા હોય કે સભયતા ? કેવુ વર્તન હોય તો આપણે તેને અભિનદીએ ? જે યુવાનીને આપણે બહુજ મહત્ત્વનું પદ દેવા માગીએ છીએ, તે યુવાની હરેકને નિર્ભય બનાવનારી હોય ! ઉત્તમ વસ્તુ આશિર્વાદ રૂપ બનવી જોઈએ, પણ શ્રાપરૂપ ન થવી જોઇએ. તેટલા જ માટે એ કહુ કે–'આ અતિ ગહન યુવાવસ્થા જેણે અપવાદ વિના પસાર કરાવી દીધી–બટ્ટો કે ડાઘ લાગવા નહિ તેણે આખા માનવજીવનનું ફળ મેળવી લીધુ' એક

બીજા મહાત્મા એમ કહે છે કે–'યુવાવસ્થા સાથે તો અમને બહુ મેળ છે યાવન, એ એવી અનુપમ ચીજ છે કે–તેનો ચિતાર આપી શકાય તેવી શક્તિ અમારી નથી પણ તે યુવાવસ્થાના થતા દુરૂપયોગને અમારે દુખી હૃદયે ઘૃણાની નજરથી જોવુ પડે છે' તેઓશ્રી ફરમાવે છે કે —

" यौवने विषयेभ्योऽसौ, यथा ह्युत्तिष्ठते भवी ।
तथोत्तिष्ठेत चेन्मुक्त्यै, किं हि न्यून तदा भवेत् ॥१॥"

*

'જેવી રીતે યુવાવસ્થામા આત્મા વિષયો માટે ઉદ્યમ શીલ થાય છે, તેવી રીતિએ જો તે મુક્તિ માટે ઉદ્યમશીલ થાય, તો શુ ઓછુ રહે ?'

*

એ મહાત્મા એમ કહે છે કે–યુવાવસ્થામા રહેલો આદમી જે રીતિએ વિષયોની તરફ ધસે છે, તેવી જ રીતિએ તે આદમી મુક્તિ તરફ જો ધસે, તો આ જગતમા શુ બાકી રહી જાય? બાધક વસ્તુ બહાર કાઢવાને માટે એક વખત સારી વસ્તુને દાબી, ખોટી પ્રગટ કરવી પડે છે–બતાવવી પડે છે ગમે તેવા તેજસ્વી સૂર્ય અને ચદ્રને લોકોક્તિ પ્રમાણે રાહુ ગ્રસે છે યૌવન અવસ્થા જેટલી જ્ઞાનીઓની દૃષ્ટિએ સાધના માટે ઉત્તમ છે, તેટલીજ દુનિયાની દૃષ્ટિએ તેનો ઉપયોગ કરવામા આવે તો અધમ માર્ગે લઈ જનારી છે 'આજે યુવાનીનો મોટા ભાગે સદુપયોગ થઈ રહ્યો છે'–એવુ કોણ કહેશે? દુનિયા ધર્મિષ્ઠ હોત, તો ધર્મની વાતો કરવાની જરૂર ન હતી અર્થ અને કામ શીખવવા પડે તેમ નથી કપટ

બની જઇ, જેને હથીયાર બનાવવુ જોઇએ તેનાજ હથીયાર બની જનારાઓએ, પછી તે ભલે મહાન્ શહેનશાહ હોય, તેમણે આ ભવમા ઇજ્જત ગુમાવી છે, મત્ત્વ ગુમાવ્યું છે અને પરલોકને પણ બગાડયો છે માટે પ્રાપ્ત થએલા સાધનથીજ પોતાની ખરાબી ન થઇ જાય, એમ સમજાવવાનો આ પ્રયત્ન છે

'કાળા માથાનો માનવી શું ન કરી શકે ?'–એનું રહસ્ય

યુવાવસ્થા મજેની છે, એનો ઇન્કાર નથી ધારેલુ કામ પાર પાડવા અતિશય ઉપયોગી છે–એ તો હું કહી ચૂકયો પણ તે ઉંધે માર્ગે વળી રહી હોય, તો તેને સીધે માર્ગે વાળવા આપણો પ્રયત્ન છે 'કાળા માથાનો માનવી શું ન કરે ?'–એ વાકય સજ્જનોમા અને સારી સમાજોમા પણ પ્રચલિત છે' પણ તેના મૂળભાવને સમજ્યા વિના, એક ખૂની એ વચનને વળગી પડે, તો તેનો કયી દિશામા ઉપયોગ થાય? તેવી જ રીતે જે સ્થળમા યુવાન જતો હોય, યુવાનનું જ્યા આવાગમન હોય, ત્યા નિર્લયતા હોય કે સભ્યતા ? કેવુ વર્તન હોય તો આપણે તેને અભિનદીએ ? જે યુવાનીને આપણે બહુજ મહત્ત્વનું પદ દેવા માગીએ છીએ, તે યુવાની હરેકને નિર્લય બનાવનારી હોય ! ઉત્તમ વસ્તુ આશિર્વાદ રૂપ બનવી જોઈએ, પણ શ્રાપરૂપ ન થવી જોઇએ. તેટલા જ માટે એ કહ્યુ કે–'આ અતિ ગહન યુવાવસ્થા જેણે અપવાદ વિના પસાર કરાવી દીધી–અહીં કે ડાઘ લાગવા નહિ ^ તેણે આખા માનવજીવનનું ફળ મેળવી લીધુ'–એક

\ ^ 'સદુપયોગ

માટે લાખ્ખો ગ્રંથો લખવા પડ્યા માનવી થઇને પણ રાક્ષસ જેવી કાર્યવાહી કરનારાઓનો તોટો નથી. રાક્ષસ જેવી ન આવડે તો પશુ જેવી તો બધાને જ આવડે છે માનવી જેવી કાર્યવાહી કરનાર કેટલા? 'કાળા માથાનો માનવી શું ન કરી શકે?' એ વાકયના નામે દુનિયામાં જે અત્યાચારો થઈ ગ્યા છે, તેની તો સીમાજ નથી એ વાકય લઇને તેનો ઉપયોગ પણ થાય, અમલેય થાય, સાંગોપાંગ પાર પણ ઉતારાય, પણ ઉંધે માર્ગે હોય તો તેની શી કિંમત? એ શબ્દો કસાઇઓ આગળ ન કહેવાય જો કદી એ કહી દે તો કહેવું પડે કે–'તું કાળા માથાનો ખરો, પણ માનવી નહિ' જો માનવીને માનવી પેદા કરવા હોય, તો કાળા માથાને ગૌણ કરો! માનવીપણું હશે તો માથાને નમાવશે. માનવીપણું કાઢી નાખ્યું તો માથાં ભટકાવશે! અતર અવાજ ખોટો છે કે ખરો છે–તેની પરીક્ષા કરવી જોઇશે સર્વના અતર અવાજને એક સરખુ વજન આપવા જશો, તો શિક્ષક, ધર્મગુરૂ કે ઉપદેશક, કોઇની જરૂર નહિ પડે: શિક્ષક વિદ્યાર્થીને કહી દે કે– 'હું કહું તે સમજવા તારી બુદ્ધિનો ઉપયોગ કર!' બધામાં બુદ્ધિ હોય છે. બુદ્ધિહીન કોઈ હોતું નથી: પણ બુદ્ધિનો કોઈ વખત સ્વતત્ર ઉપયોગ થાય અને કેટલીક વખત તેને નિશ્રામાંય મૂકવી પડે જેણે બુદ્ધિને યોગ્ય નિશ્રામા નથી મૂકી, તે તેનો સદુપયોગ કરી શકયો હોય એમ બન્યું નથી

પતન કયાંથી જન્મે છે?

આપણી તેજ આંખો શું કામ કરે છે? જે કાંઈ જૂએ

અને પ્રપંચ, જૂઠ અને ચોરી, ઉડાઉગીરી અને બદમાશી શીખવવાની પાઠશાળાઓ કોઈ જગ્યાએ છે ? તેનાં ભાષણો થતાં કદી સાંભળ્યાં છે ? તે ન આવડતાં હોય, તો પણ તેને શીખવનાર ડગલે અને પગલે છે. 'બીજાના ખીસ્સામાંથી કેમ લેવાય ?'-તે શીખવવું મુશ્કેલ નથી : 'કેમ દેવાય ?'-એ શીખવવું એજ કઠીન છે. દુનિયાને લાલચ લક્ષ્મીની છે કે દાનની ? લેવાની ભાવના સૌને છે : દેવાની કેટલાને છે ? લેનારા તો સામાન્ય રીતે બધાજ, પણ દેનારા કોઇક જ : અનાચારી ઘણા, સદાચારી થોડા ! એક કવિવર કહે છે કે:—

" जानन्ति केचिन्न तु कर्तुमीशा ,
कर्तुं क्षमा ये न च ते विदन्ति !
जानन्ति तत्त्वं प्रभवन्ति कर्तुं,
ते केऽपि लोके विरला भवन्ति ॥१॥"

*

'કેટલાક જાણે છે, પણ કરવાને શક્તિમાન્ નથી : અને જેઓ કરવાને સમર્થ છે, તેઓ જાણતા નથી. પણ જેઓ તત્ત્વને જાણે છે અને કરવાને શક્તિમાન્ છે, તેવા તો લોકમાં-સંસારમાં કોઇ વિરલ આત્માઓ જ હોય છે '

*

પહેલાં તો આ શ્લોકથી કવિવર એમ કહે છે કે-દુનિયામાં જાણે છે થોડા : જાણનારા પણ પાંગળા ઘણા છે : જેઓ કરવા શક્તિમાન્ છે તે તદ્દન મૂર્ખા છે : પણ જાણે ને કરે તે કેટલા ? કોઇક વિરલાજ ! બધા દર્શનકારોએ કહ્યું કે-'માનવજીવન સૌથી ઉંચુ :' પણ 'કયી રીતે ઉંચુ ?'-એના

છું'–તો એ તૃષ્ણા ઉદ્ભવત? નહિજ! તૃષ્ણા આત્મભાવને ખીલવનારી કે રૂંધાડનારી? પુદ્ગલની તૃષ્ણા દોષરૂપ કે ગુણરૂપ? પુદ્ગલની તૃષ્ણાને પણ લાભરૂપ માનતા હોય, તેને સમજાવવા હું બેઠોજ નથી પૌદ્ગલિક પદાર્થની તૃષ્ણાને ઉન્નતિનું માધન માનવુ, એ માન્યતા મૂર્ખજનોની છે મ્હારૂ કહેવાનું ધ્યેય ત્યા છે કે–પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણા ધર્મરૂપ નથી એને હું આત્માનું પતન માનુ છુ જેટલી તૃષ્ણા છૂટે તેટલો ઉદય અને તેનેજ હું પ્રગતિ માનું છુ ચક્ષુના વિષયથી પ્રાસાદને જોયો તેથી તેની ઇચ્છા થઇ પરિણામે પતન થયુ શાથી? તો કે–ઈંદ્રિયો અને મનની વૃત્તિ કાબુમા ન રહી તેથી! યુવાવસ્થામા ઈંદ્રિયો બળવત્તર હોવાને લઇને, ચક્ષુ વિગેરે દોડતી હોવાથી, જેમ જેમ નવુ જોતો જાય છે, તેમ તેમ તે પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા થાય છે સુસસ્કારો હોય ત્યા સુધી નીતિ કાયમ રહે છે પછી તે તૃષ્ણા અનીતિ કરાવે છે કેટલાક માણસો પ્રથમ તો ઉદાર ને નામે, કમાઈનો સદુપયોગ કરવાની બુદ્ધિએ કમાવાની પ્રવૃત્તિ શરૂ કરે છે,–જગતના ભલા માટે કમાણીના રસ્તે તે ચઢયો પછી જેમ જેમ પેલી વસ્તુ આવતી જાય છે, તેમ તેમ તૃષ્ણાના તરગોમા તણાઈ દુનિયાના પદાર્થોને લેવાની ઇચ્છા વધારતો જાય છે પરિણામે ધીમે ધીમે તેનુ પતન થાય છે સારા સસ્કાર હોય ત્યા સુધી નીતિ જળવાઈ રહે છે પછી અનીતિ આવે છે અનાચાર આવે છે, આચારનો નાશ થાય છે અને પરિણામે માનવજીવનની ભ્રષ્ટતા થાય છે આપણું જીવન યૌવનરૂપી આવર્તમા ઝકડાઇ નાશ ન પામી જાય,

તેને લેવાનું મન કરે છે: જે કાંઇ સારૂં સાંભળે તેને વસાવવાનું મન કરે છે. એ આંખનો સદુપયોગ કે દુરૂપયોગ? સુખ કર્યું કે દુઃખ? સન્માર્ગે જોડયો કે ઉન્માર્ગે? જોયું અને ઇચ્છા થઇ: મને આ ક્યારે મળે, આ ભાવના આવી: એના પરિણામે પ્રવૃત્તિ કરી? સારી કે નરસી? જેટલી જેટલી સુન્દર-વિષયો પોષનારી ચીજો જૂએ, એ બધી મને મળે-એવી ભાવના જાગતી જાય: અને પછી એ મેળવવા તનતોડ મહેનત કરે તો શી દશા થાય?

*

એક આદમીને રહેવા માટે ઝુંપડી હતી. એક વખત પોતાની તે ઝુંપડીમાંથી બહાર નીકળ્યા પછી એક સારો રોનકદાર પ્રાસાદ એના જોવામાં આવ્યો. ઝુંપડીમાં રહેનારા તે આદમીએ આ સુંદર પ્રાસાદને ચક્ષુના વિષયથી જોયો. ઇચ્છા થઇ કે-મારે પણ આવો પ્રાસાદ હોય તો ઠીક. એ ઇચ્છા જન્મવાનું પ્રયોજન શું? જે આત્મા બહારના-દુનિયાના થોડા પદાર્થોથી નિર્વાહ કરતો હતો, તેને મોટાઇથી નિર્વાહ કરવાની અભિલાષા થઇ: એજ પતન! જ્ઞાનીઓની દૃષ્ટિએ એમ કહેવાય છે કે-દુનિયાના પદાર્થોની તીવ્ર-તીવ્રતર અભિલાષા મેળવવાની ભાવના, એમાંથીજ પતનનો સદ્ભાવ છે: એજ પતનનું મૂળ છે.

*

તૃષ્ણા ન થઇ હોય તો ઉન્માર્ગની સંભાવનાજ નહોતી. પતન નીતિને માર્ગે નહિ પણ અનીતિને માર્ગે-એ વાત માની લઇએ, તો પણ અનીતિના માર્ગને ઉદ્ભવવાનું મૂળ સ્થાન શું? સંયમ કેળવ્યો હોત કે-'મને આના વિના અટકી પડતું નથી, હું ઓછાં સાધનોથી પણ નિર્વાહ કરી શકું

જે કરવા યોગ્ય વસ્તુ હોય, તેને જ કર્તવ્ય તરીકે ઘટાવવામાં આવે, તો પરિણામે પતન થવાનો સંભવ રહે નહિ.

નવસર્જન માટે નિશ્ચા આવશ્યક છે !

બાળકને જેમ કોઇ વાળનાર મળે તેમ વળે. ઉન્માર્ગે જાય તો પણ પાલકનો દોષ અને સન્માર્ગે જાય તો પાલકનો ઉપકાર ! વૃદ્ધાવસ્થા પરાધીન જીવન છે : એક યુવાવસ્થા જ સ્વાધીન જીવન છે. શક્તિ ધરાવનારો આદમી યોગ્ય દિશાએ શક્તિઓને વાળે નહિ, ઈંદ્રિયો ઉપર અંકુશ મૂકે નહિ, ઈંદ્રિયોને વાતવાતમાં આધીન થઈ જાય, તો તેના ઉદ્ધારની આરી નથી. યુવાન મોટો થયો, એટલે માબાપથી કહેવાય નહિ : કહેનાર કહે તો સાંભળનારથી સહાય નહિ : દોરનાર નાયક રહ્યો નહિ : અને રહ્યો તો યુવાને ગણ્યો નહિ. તેટલા માટે યુવાવસ્થાના સદુપયોગનું પહેલું કર્તવ્ય, ઈંદ્રિયો ઉપર યોગ્ય અંકુશ મૂકવો તે છે. રૂપને જોવા માટે આંખ દોડે, તો તે આંખ મારી નહિ: મ્હારી જ આંખે મને તો ભયંકર કોટિમાં મૂકયો–એમ મનાવું જોઇએ. ઈંદ્રિયો કાબુમાં રાખી શકે તો સદુપયોગ : તેને આધીન થાય તો તેનો દુરૂપયોગ ! અંકુશમાં રહેલો આત્મા જ યુવાનીનો સદુપયોગ કરે છે. ' ઈંદ્રિયો મારી છે, તેને હું જે યોગ્ય માર્ગે લઈ જાઉં તેમજ જવી જોઈએ.'–એમ નહિ માનતાં, યુવાવસ્થામાં પડેલો આદમી, પોતાના માથા ઉપરના અંકુશને આઘા મૂકે, તો તેની કફોડી દશા થાય છે. એક તો આંધળો, આંખે દેખતો નથી અને દોરે એનાથી દોરાતો નથી, તેના જેવી એની

સાધવા યોગ્ય સાધવાનું રહી ન જાય, તેટલા માટે યૌવન વયમાં જેવી રીતે આત્મા વિષયો લેવા તૈયાર થાય છે, તૃષ્ણાની પ્રવૃત્તિઓ તરફ ધસતો જાય છે, તેવીજ રીતે એ અવસ્થામાં વિષયોથી પાછો હઠી મુક્તિ તરફ જોડાય, તો જગતમાં કશીજ કમીના રહે નહિ. એ અવસ્થાને મુક્તિમાર્ગમાં જોડી દેવાય તો જગતને આશિર્વાદરૂપ નિવડે.

## સાધન ને સદુપયોગનો ભેદ !

યુવાવસ્થાને સાર્થક કરવી હોય, તો તેનો સદુપયોગ કરવો જોઇએ. અકર્તવ્ય કરવું જોઇએ નહિ અને પ્રાણ કંઠે આવે તો પણ સુકર્તવ્ય છોડવું જોઇએ નહિ ! અર્થાત્–સુકર્તવ્ય અને અકર્તવ્યનો ભેદ પાડી, વિવેક પૂર્વક સુકર્તવ્યને અંગીકાર કરવું જોઇએ. પૌદ્ગલિક ભાવની તૃષ્ણા માટેની પ્રવૃત્તિ, તે અકર્તવ્ય છે : આત્મસ્વરૂપની ખીલવણી, તે સુકર્તવ્ય છે. નાની પણ દુનિયાના પદાર્થની ઇચ્છા,–પતન કહેવાય છે. યોગ્યના સહવાસથી દુનિયાના પદાર્થનો સદુપયોગ કરી બેસે, તો પણ તે પદાર્થને સદુપયોગનું નિશ્ચિત સાધન ન કહેવાય. દાન લક્ષ્મી વિના ન હોય, પણ દાનનું કારણ–લક્ષ્મી કે તેની મૂર્છાનો અભાવ ? દાનનું સાધન દુનિયાના પદાર્થો ભલે હોય, પણ દાન દેવા તરીકેની ઉદારતા આવે તોજ દાન દઈ શકાય છે. માલીકની યોગ્યતાના પ્રતાપે બુરી વસ્તુથી પણ ભલું કરાય, પરન્તુ તેટલા માત્રથી જો તે વસ્તુને સાધન માની લેવામાં આવે, તો સાધવાનું રહી જાય એક ખૂણામાં અને વસ્તુના મોહમાં થઈ જાય આધીનતા ! માટે

જે કરવા યોગ્ય વસ્તુ હોય, તેને જ કર્તવ્ય તરીકે ઘટાવવામાં આવે, તો પરિણામે પતન થવાનો સંભવ રહે નહિ.

## નવસર્જન માટે નિશ્ચય આવશ્યક છે !

બાળકને જેમ કોઈ વાળનાર મળે તેમ વળે. ઉન્માર્ગે જાય તો પણ પાલકનો દોષ અને સન્માર્ગે જાય તો પાલકનો ઉપકાર ! વૃદ્ધાવસ્થા પરાધીન જીવન છે: એક યુવાવસ્થા જ સ્વાધીન જીવન છે. શક્તિ ધરાવનારો આદમી યોગ્ય દિશાએ શક્તિઓને વાળે નહિ, ઇંદ્રિયો ઉપર અંકુશ મૂકે નહિ, ઇંદ્રિયોને વાતવાતમાં આધીન થઈ જાય, તો તેના ઉદ્ધારની આરી નથી. યુવાન મોટો થયો, એટલે માબાપથી કહેવાય નહિ : કહેનાર કહે તો સાંભળનારથી સહાય નહિ : દોરનાર નાયક રહ્યો નહિ : અને રહ્યો તો યુવાને ગણ્યો નહિ. તેટલા માટે યુવાવસ્થાના સદુપયોગનું પહેલું કર્ત્તવ્ય, ઇંદ્રિયો ઉપર યોગ્ય અંકુશ મૂકવો તે છે. રૂપને જોવા માટે આંખ દોડે, તો તે આંખ મારી નહિ: મ્હારી જ આંખે મને તો ભયંકર કોટિમાં મૂકયો—એમ મનાવું જોઇએ. ઇંદ્રિયો કાબુમાં રાખી શકે તો સદુપયોગ : તેને આધીન થાય તો તેનો દુરૂપયોગ ! અંકુશમાં રહેલો આત્મા જ યુવાનીનો સદુપયોગ કરે છે. ‘ઈંદ્રિયો મારી છે, તેને હું જે યોગ્ય માર્ગે લઈ જાઉં તેમજ જવી જોઈએ.’—એમ નહિ માનતાં, યુવાવસ્થામાં પડેલો આદમી, પોતાના માથા ઉપરના અંકુશને આઘા મૂકે, તો તેની કફોડી દશા થાય છે. એક તો આંધળો, આંખે દેખતો નથી અને દોરે એનાથી દોરાતો નથી, તેના જેવી એની

દશા થાય છે તેથી જ્યા સુધી યુવાવસ્થામા ઈંદ્રિયો ઉપર કાબુ આવે નહિ, ત્યા સુધી તેનો સદુપયોગ થવાને બદલે દુરૂપયોગ થવાનો સભવ જ વધારે છે યુવાને નવું સરજન કરવાનો દાવો પૂરવાર કરવો હોય, તો એ અવસ્થામા તૃષ્ણારૂપી તરગોમા તણાઇ, ઈંદ્રિયોને આધીન થઈ જઈ, સસાર રૂપી સાગરના આવર્તમા પડતા પોતાના આત્માને બચાવી લેવો જોઇએ

આથી જ એક કવિવરે યુવાવસ્થાની ભયકરતાનુ ચિત્ર આલેખતા કહ્યુ કે—

"भ्रातश्चित्त ! सखे विवेक ! भगवन्नाचार ! रे रे गुणा ।
कौलीनत्वमपि क्षमे भगवति ! व्रीडे सखि ! श्रूयताम् ॥
विद्यया परमश्रमेण हि मया प्राप्ता परामुन्नतिं ।
मानवहाय यौवनवने क्वापि यूय गता ? ॥ १ ॥"

*

'હે ભાઇ ચિત્ત ! મિત્ર વિવેક ! ભગવન્ આચાર ! ગુણો ! કુલીનપણુ ! ભગવતી ક્ષમા ! અને સખી લજ્જા ! તમે સર્વે સાલળો કે–મેં વિદ્યાથી પરમ પરિશ્રમ કરીને તમને બધાને પરમ ઉન્નતિએ પહોચાડ્યા, તે છતાએ તમે સર્વે યૌવનરૂપ વનમા મને એકલાને છોડીને કોઇ પણ સ્થળે કેમ ચાલ્યા ગયા ?"

*

એ મહાત્મા કહે છે કે–મેં ઉત્તમ રીતે ચિત્તને કેળવ્યું, વિવેક મેળવવા પ્રયત્ન કર્યો, આચાર સુદર બનાવ્યો, ગુણો મેળવ્યા, ક્ષમા શીખ્યો, લજ્જા મેળવી, પરિશ્રમવડે ઘણી

વિદ્યાઓ ભણી ચિત્ત મારૂ બનાવ્યુ, વિવેક, આચાર, ગુણો મેળવવા પ્રયત્ન કર્યો, આટલુ બધુ મેં કર્યું તો પણ આ યૌવનરૂપી ગહન વનમા, આ સમયે બધા જ કેમ ચાલ્યા ગયા? બધાએ ગુણો પરમ પરિશ્રમે મેળવ્યા, છતા તમે બધા મને યૌવનરૂપી ભયકર અટવીમા છોડી ક્યા ગયા ?–એમ એ પૂછે છે! જે યુવાવસ્થા આવી રીતે યોગીઓને પણ ગુણથી વિયોગ કરાવનાર છે ભયકર અટવી સમાન છે મહાપુરૂષો પણ જેનાથી ભયભીત રહે છે, તેવી યુવાવસ્થામા પણ ઈંદ્રિયો ઉપર યોગ્ય અકુશ મૂકવામા ન આવે, તો તે મહાન્ શ્રાપ રૂપ નિવડે છે એ ભૂલવા જેવુ નથી જ કે–સાધન મેળવવુ જેટલુ કઠિન છે, એના કરતાય વધારે કઠીન એ સાધનનો સદુપયોગ કરવો તે છે યૌવન જેવા સાધન દ્વારા સસારસાગરને તરવો હોય, તો એ સાધનને ગમે તેમ વેડફ્યે નહિં જ નભે અને જેઓ યુવાનીમા દિવાના બનીને કર્ત્તવ્યાકર્ત્તવ્યનુ ભાન ભૂલી જાય છે, તેઓ પોતાના જીવનને તો બરબાદ કરે જ છે, પરન્તુ બીજા અનેક જીવોના જીવન પણ ધૂળમા મેળવે છે એટલે અતિ ગહન એવુ યૌવન અપવાદરહિત પણે વ્યતીત કરવુ હોય, તો ઉચિત સમજી લેવુ કે–યોગ્ય સજ્જન પુરૂષોના સહવાસમા રહી, કેવળ અતગ્નાદ ઉપર નાચવાનું માડી વાળી, યોગ્યની નિશ્રા અગીકાર કરી, જે યુવાન નવીન સૃષ્ટિ સરજાવશે, તે પોતાના તેમજ આજુબાજુના આત્માઓને ડૂબતા બચાવી લઇ, સ્વપરનુ એકાતે હિત સાધી શકશે

  

શ્રી મુંબઈ જૈન યુવક મંડળના આશ્રય નીચે એક જાહેર સભા સી પી ટેંન્ક ઉપર આવેલી લાડની વાડીના વિશાળ ચોગાનમા તા ૨ ૩ ૩૦ ને વિવારે બપોરે બે વાગે બોલાવવામા આવી હતી તે પ્રસંગે મુ જૈ યુ મ ની ખાસ વિનંતિથી પૂજ્યપાદ બાળબ્રહ્મચારી સમય વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પંન્યાસપ્રવર શ્રીમદ્ **રામ વિજયજી** ગણિવરે **'સાચી શાન્તિ'** એ વિષયક એક મનનીય જાહેર પ્રવચન આપવા કૃપા કરી હતી

જગત્ આખુય સુખ ને શાન્તિ માટે તરફડીયા મારી રહ્યુ છે શાન્તિ એ વિશ્વની પ્રિયમા પ્રિય વસ્તુ છે મનુષ્યના સારાય પ્રયત્નો શાન્તિની પ્રાપ્તિ અને તેના ભોગવટા માટે છે મનુષ્યની બધીય પ્રવૃત્તિઓ એજ ધ્યેય ઉપર કેન્દ્રિત થએલી છે છતાય જગત્ અશાન્ત છે વિશ્વનુ હૈયુ શાન્તિને માટે તરસી રહ્યુ છે એટલે શાન્તિ મળે ક્યારે અને કોને સાચી શાન્તિ કહેવાય એ વસ્તુ સ્પષ્ટ રીતિએ સમજાવીને આ પૂ પ્રવચનકારશ્રીએ જગત્ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે

એઓશ્રીના દૈનિક ને જાહેર પ્રવચનોએ જૈન ને જૈનેતર જનતામા એવી ચેતના આણી હતી કે—એકેઠોની સખ્યામા જનસમૂહ વખત થતા પહેલા એકત્રિત થઇ ગયો હતો અને તેઓશ્રીને શાન્તિ અને ધ્યાનપૂર્વક સાભળી કૃતાર્થતા અનુભવી હતી.

[ ૬ ]

## સાચી શાંતિનો અમોઘ ઉપાય.

જગતમાં સૌ કોઈ પ્રાણી શાંતિની ચાહના રાખે છે, એ તો એક શંકા વિનાની વાત છે જગતમાં અશાંતિની ઈચ્છા કોઈનીય હોય, એમ માનવાને એક પણ કારણ નથી. નાનાથી મોટા સુધી હરેક જણ કેવળ શાંતિ ઈચ્છે છે, પણ જ્યાં સુધી પોતે શાંતિરૂપ ન બને, ત્યાંસુધી પોતાને શાંતિ મળે કેમ? કહેવત પણ છે કે-'**વાવે તેવું લણે અને કરે તેવું પામે**' 'જોઇયે છીયે શાંતિ અને કાર્યવાહીઓ એવી કે એકે એક અશાંતિ આપે'-એવો આત્મા ગમે તેવા ઇલાજ કરે, તો પણ શાંતિ પામી શક્તો નથી આપણે જે શાંતિ બતાવવા માગીયે છીયે તે કાર્યસાધક: જે કાર્યસિદ્ધિ ઇચ્છીયે છીયે તે જેનાથી સુખે સધાય એવી શાંતિ જોઇએ શ્મશાન-વત્ શાંતિ નહિ, પણ જીવત શાંતિ જોઇયે છીયે જીવન

શાંતિમય ન બને, ત્યા સુધી સત્ય વસ્તુની પ્રાપ્તિ ન થાય દુનિયામા જો બધા જ શાંતિના ઉપાસક છે, તો આજે ડગલે ને પગલે અશાંતિ કેમ દેખાય છે? દરેકને કાંઇ ને કાંઇ અશાંતિ બેઠી જ છે એ અશાંતિના હેતુને ટાળવામા આવે, તો જ જીવનને શાંતિમય બનાવી શકાય. જે વસ્તુ જોઈએ તેને, તેના સ્વરૂપને અને તેના સાધનોને ન વિચારાય અને તેને બગાડનારા પદાર્થોને જીવનથી ન ખસેડાય, તો કામ કેવી રીતે સરે? મહાપુરૂષોએ તો ફરમા યુ કે–જો શાંતિ જોઇયે તો ખુદ શાંતિમય બનો. સામો કેવો છે તે ન જૂઓ, પણ તમે કેવા છો એ જૂઓ. તમે શાંત બન્યા તો બીજામા પણ આપોઆપ શાન્તિ લાવી શકશો. મહાપુરૂષોએ શાંતિની પ્રાપ્તિ માટે વિશ્વવ્યાપી ભાવના એ બતાવી કે –

*

"शिवमस्तु सर्वजगत , परहितनिरता भवन्तु भूतगणा ।
दोषा प्रयान्तु नाश, सर्वत्र सुखामस्तु लोका ॥१॥ "

*

"(૧) સર્વે જગતનુ કલ્યાણ થાઓ, (૨) ભૂતગણો–સર્વ પ્રાણીઓ પરહિતમા રક્ત થાઓ, (૩) દુનિયાના તમામ દોષો નાશ પામો, અને (૪) સર્વત્ર લોક સુખી હો!"–

*

શાંતિના અર્થિઓમા આ ચારે ભાવનાઓ હોવી જ જોઇએ જ્ઞાની પુરૂષોએ શાન્તિને માટે દર્શાવેલી આ કેવી ઉમદા ભાવનાઓ છે? દુનિયાનો કોઈપણ આત્મા હો, તેની સાથે સબધ હો કે ન હો, તેનાથી લાભ મળો કે હાનિ, પણ એનુ કલ્યાણ જ ઇચ્છવાની ભાવના હોવી ઘટે જીવનને

શાંતિમય બનાવવાનો આ એક અમોઘ ઉપાય છે જગદ્ માત્રના કલ્યાણની ભાવના હૃદયમા વ્યાપી જવી જોઇએ આ ભાવના સાથે જ પછીની ત્રણ ભાવનાઓ-('૧-ભૂતગણો પરહિતમા રક્ત થાઓ, ૨-દોષો નાશ પામો અને ૩-લોક સર્વત્ર સુખી થાઓ ')-પણ શાતિના અર્થિ આત્માના રોમે રોમમા થઈ જવી જોઈએ આ વિચારોથી રંગાયેલો આત્મા જ 'સાચી શાન્તિ'નો સાક્ષાત્કાર કરી શકે છે

શાંતિના સાચા સાધનો મેળવવા જ જોઇએ

'૧-વિશ્વ માત્રનું કલ્યાણ થાઓ,
૨-પ્રાણીમાત્ર પરહિતમાં રક્ત બનો,
૩-દોષો નાશ પામો, અને—
૪-સર્વત્ર લોક સુખી હો'—

— આ વિચારોને વિશ્વમાં ફેલાવવા માટે કરવામા આવતા પ્રયત્નોની સામે અજ્ઞાન આત્માઓ તરફથી મચાવવામાં આવતા ઉપદ્રવો, ઉભી કરવામાં આવતી તકલીફો અને લાવવામા આવતા આક્રમણોની દરકાર ન કરવી, એ જ સાચી શાંતિના અર્થિ આત્માની સાચી ઓળખાણ છે. જે આત્મા અજ્ઞાન આત્માઓના ઉપદ્રવ આદિથી મુંઝાઈ જઇ સુઅવસરે પણ ચુપકીદી પકડવામાં શ્રેય માને છે, તે સાચી શાંતિથી વંચિત રહે છે. સાધનોની સાધના

વિના સાધ્યસિદ્ધિ કદિજ થઇ શકતી નથી. જે આત્મામા પ્રાણીમાત્રના કલ્યાણની ઉર્મિઓ નથી ઉછળતી, જે આત્મા પ્રાણીમાત્ર પરહિતમા રક્ત બને-એવુ સક્રિયપણે હૃદયથી નથી ઇચ્છતો, જે આત્મા દોષોના નાશમા ઉદાસીન છે અને જે આત્મામા સર્વેનેય સુખી જોવાની તાકાત નથી, તે આત્માના જીવનમા અશાતિ હોય એમા કશુ જ આશ્ચર્ય નથી જે શાતિની ઝખના કરવામા આવે છે, તે શાતિને સિદ્ધ કરી આપે તેવી સાધનસામગ્રી મેળવ્યા વિના છૂટકો થવો જ નથી. પરંતુ આજના શાતિ ચાહકોની તો ભાવના જ કોઈ વિલક્ષણ છે સામાના સુખોને જોવાની તાકાત જ દિનપ્રતિદિન વિલય પામતી જાય છે સામાને સુખી જોવાની સાથે જ તે ચોકે છે કે–' હુ દુ ખી છુ છતા આ સુખી કેમ ?' જો આ રીતિએ ચોકી નહિ ઉઠતા, સામાને સુખી જોઇને સુખ અને દુ ખના હેતુઓનો વિચાર કરે, દુ ખના હેતુઓને દૂર કરીને સુખના હેતુઓને સેવે, તો તો તેજ વખતે તેને શાતિનો સાક્ષાત્કાર થાય : પણ આ તો એકદમ સામાને સુખી જોતાની સાથે જ ચોકી ઉઠે અને કહેવા માડે કે—

'શા માટે સુખી પોતાના સુખનો ભાગ અમને ન આપે ? અમે દુ ખી હોઇએ ત્યા સુધી

**સુખ ભોગવવાનો એને પણ હક્ક શો ? અમે દુઃખી- હોઈએ ત્યાં સુખીને સુખ ભોગવવાનો હક્ક નથી !'**

આ વિચારમાળાના પરિણામે આત્મા ઉપનો કાબુ ગયો, મનુષ્યોના મર્યાદાશીલ જીવને પલટો ખાધો અને એ આતરૂભાવનાનુ રૂપક બહાર આવ્યુ તથા એના જ યોગે આજે ચોમેર અશાતિની જ્વાળા સળગી રહી છે જે કાલમા આવા વિચારોનુ સામ્રાજ્ય હોય, તે કાળમા કોઈ ભાગ્યવાન જ સુખી હોય આજે સાધનો ઘણા છે એમ કહેવાય છે, છતા શાતિનો છાટોય નથી દેખાતો 'સાધન તેનુ નામ, કે જે સાધ્ય સાધી આપે પણ સાધન તે નહિ કે જે સાધ્યથી દૂર કરે'—આ સત્ય આજની દુનિયા સર્વથા ભૂલતી જાય છે આજની દુનિયાએ—'સાધન તેને કહેવાય કે જે જીવનને સહાયક થાય, પણ બોજા રૂપ ન બને'—આ વાત ખાસ ધ્યાનમા રાખવી જોઇએ વિવેક પૂર્વક વિચારશો તો સમજાશે કે—આજના સાધનો જીવનમા બોજા રૂપ છે, એટલે કે—જીવનમા બોજો વધારનારા છે ખરેખર, જ્યા પોતાને જ પારકાના હિતની ચિંતા નથી, ત્યા જગત્માત્રના કલ્યાણની ભાવના અને જગતના પ્રાણીમાત્ર પરહિતમા રક્ત રહો, એ ભાવના આવે જ કયાથી ? જાતે જ દોષવાન હોય ત્યા દુનિયાના દોષ દૂર થાઓ, એવી ભાવના કયાથી આવે ? 'હુ દુ ખી અને બીજા સુખી કેમ ?'—આ દુષ્ટ વિચાર જ્યા સુધી હૃદયમા છે, ત્યા સુધી—જગત્માત્ર સુખી થાઓ —એ ભાવના તો માત્ર સુખપાઠ રૂપે જ રહેવાની.

સાચી શાન્તિ

શાંતિ અને અશાંતિ આપનાર પદાર્થોનો વિવેક

'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ '–આ ચારે પુરૂષાર્થ છે એ ચારેમા પુરૂષાર્થપણું સમાન છે ચારેમા પ્રયત્ન વિના ટૂંકો નથી એ દરેક પુરૂષાર્થ પ્રયત્નથી સિદ્ધ થાય છે ચારમાથી એકની પણ સિદ્ધિ કે સંરક્ષણ પ્રયત્ન વિના શકય નથી પણ દુનિયાનો મોટો ભાગ કયા પુરૂષાર્થ માટે પ્રયત્ન કરે છે, એ કહો ! ધર્મ તથા મોક્ષ માટે ઉદ્યમ કેટલા જણા કરે છે અને અર્થ તથા કામ માટે કેટલા કરે છે ? મોક્ષ માટે તો આજે ઘણાઓ તરફથી એમજ કહેવાય છે કે—'મનાય કેમ ? હશે કે નહિ ? ગપ્પા કા ન હોય ? ખાત્રી શી ? કોણે જોયો ? મોક્ષ તો ભોળાને ફસાવવાની જાળ છે !' જ્યારે મોક્ષ માટે આમ બોલાય, તો પછી તેને મેળવવાની કામના તો રહીજ કયા ? અને જ્યારે મોક્ષની કામના ઉડી ગઇ, તો પછી ધર્મનો ખપ પણ વાસ્તવિક શાનો હોય ? આથી સ્પષ્ટ છે કે–ચારે પુરૂષાર્થ સમાન છતા દુનિયાની કામના મોટે ભાગે અર્થકામમા છે અર્થાત્–જગતનો મોટો ભાગ અર્થકામ માટેજ પ્રવર્તે છે જીવનનો સઘળો કાળ એ માટે જ ગુમાવે છે પણ એ અર્થકામ આત્મા સાથે કેટલો કાળ રહેવાના છે ? અને જવાના જ છે, એનો વિચાર જ લગભગ ભૂલાઇ ગયો છે શરીરમા અસાધ્ય વ્યાધિ થાય અને ડૉક ટર હજારોની ફી લેવા છતાય હાથ ખખેરે, ત્યારે આત્માને અર્થ અને કામની સંપૂર્ણ પણ સામગ્રી શાંતિ આપે તેમ છે ? નહિજ આજે ઘણા કહે છે કે–"આ દુનિયામા જે અર્થ કામ વિના ચાલે નહિ, તેના ત્યાગની વાત કરવી એ તો મૂર્ખાઇ

છે.” આ જમાનામાં આ ભાવના લગભગ રૂઢ જેવી બની ગઈ છે : પૌદ્ગલિક સુખના ત્યાગની વાત કરનારા આજે ગાંડા મનાય છે : પણ પરમ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિઓએ ઉંડામાં ઉંડી શોધ કરીને કહ્યું છે કે–અર્થ અને કામ જીવનમાં શરણ રૂપ નથી : માનો કે–અર્થ અને કામની સામગ્રીનો સુમાર ન હોય, માગે તે મળી શકે એટલાં સાધન હોય, અર્થની કે ભોગની ખામી ન હોય, અને નોકર–ચાકર–સ્નેહિ સંબંધી પણ અનુકૂળ હોય, આવા સુખી આદમીને પણ અંતિમ અવસ્થાએ એ બધી ચીજમાંથી કયી ચીજ શાંતિ આપવા સમર્થ છે ? કહેવું જ પડશે કે–એક પણ ચીજ સમર્થ નથી. બધાં પાસે ઉભાં હોય, પણ કરે શું ? શરીરમાં તીવ્ર પીડા ઉત્પન્ન થઈ ત્યાં થાય શું ? એ બધી સાધનસામગ્રીઓ તે વખતે ઉલ્ટી મુંઝવણ ઉભી કરે. એવા સમયે જીવનમાં શાંતિ આપનાર ચીજ કયી ?,–તેનો જ આજે આપણે વિચાર કરવાનો છે. ‘આત્મા પરમ શુદ્ધ અને અલિપ્ત છે’– એવી વાતો કરનારા શુષ્ક અધ્યાત્મવાદીઓથી લેપાતા નહિ : એ બધી વાતો વાહીયાત અને નકામી છે : આત્મા શુદ્ધ છે, બ્રહ્મસ્વરૂપ છે, પણ ક્યારે ? શુદ્ધ છે તો આ શરીરરૂપી ગંધાતી કોટડીમાં કેમ ભરાયો છે ? જે કોટડીમાં ભરાયો છે, તે કોટડીની મલિનતા કાંઈ છૂપી નથી : અર્થાત્–એ કોટડી અશુચિ પદાર્થોથીજ ભરપૂર છે. એવી કોટડીમાં આધીન રહેવું પડે, એજ સૂચવે છે કે–પોતે શુદ્ધ હોવા છતાં અત્યારે કયાંઇ બીજેજ ફસાયો છે : અને પ્રત્યક્ષ ફસાયેલો છતાંય હુંશીયારીની વાતો કરવી, તે તત્ત્વજ્ઞાનીઓની દૃષ્ટિએ મૂર્ખતા

જ છે આત્માનું વાસ્તવિક સ્વરૂપ સ્ફટિક જેવુ નિર્મળ છે, એનો ઈન્કાર નથી, પણ સ્ફટિક રત્નમા લાલ-લીલા ઈત્યાદિ રગના દોરા ઘાલીએ, તો તેનો શ્વેતરગ બદલાઈ જાય ખરો કે નહિ ? લાલ, લીલા, પીળા દોરા ઘાલ્યા કરવાનું ચાલુ રાખવુ અને નિર્મળ છે, શ્વેત છે—એવી બુમરાણુ કરવી તે કેમ ચાલે ? જે સ્થિતિ હોય તે વિચારવી ઘટે આત્મા સ્વરૂપે શુદ્ધ અને નિર્મળ છે એ વાત સાચી, પણુ વર્ત્તમાનમાં તેની દશા તેવી નથી, એ ભૂલવુ ન જોઇએ આત્માનું શુદ્ધ સ્વરૂપ નિર્મળ નથી એવી માન્યતા છેજ નહિ, પણ જ્યા સુધી તે જડના સમર્ગથી લેપાયેલો છે, ત્યા સુધી તેને કલ્પિત પણે વર્ત્તમાનમા પણુ નિર્મલ માન્યા કરવો એ ઠીક નથી જડના સસર્ગથી અલગ થયા વિના કે અલગ થવાની ભાવના વિના આત્મામા શાતિ આવવી, સ્વપ્ને પણ સભવિત નથી

અશાતિનું કારણ-ઈર્ષ્યા

દુનિયાના જડ પદાર્થોમા તો શાતિ છેજ જડ પદાર્થો ઉપર અગ્નિ મૂકો તો પણ તે ખસવાના નથી પણ આપણે તો તે શાતિ નથી જોઇતી, કિન્તુ આત્મગુણ રૂપ શાતિ જોઇએ છે આત્મશાતિના ફક્ત એજ માર્ગ છે અને તે એજ કે—

**૧—જડના સસર્ગથી અલગ થવું અને**

**૨—ન થઇ શકાય ત્યાં સુધી જડના સંસર્ગથી અલગ થવાની ભાવનાપૂર્વક અલગ થવાય તેવી ક્રિયાઓ ચાલુ રાખવી.**

'કાં તો એ સસર્ગથી છૂટી જાઓ અથવા છૂટવાની શાન્તિ

ભાવનાવાળા થાઓ,–તોજ શાંતિ જેવી કોઈ ચીજ જગતમાં વિદ્યમાન છે, એનો જીવનને અનુભવ થશે.

'(૧) જગત્‌નાં પ્રાણીમાત્રનું કલ્યાણ થાઓ, (૨) જગત્‌નાં પ્રાણીમાત્ર પારકાના હિતમાં રક્ત બનો, (૩) દુનિયાના દોષોમાત્ર નાશ પામો, અને (૪) લોકમાત્ર સુખી થાઓ.' –આ ચારે ભાવનામાં જે રમણ કરે, તેને સદા શાંતિજ હોય: બાકી શાંતિ કાંઇ એવો કોઇ રસ નથી, કે જે ઘોળીને પી લેવાય. જે આત્મા પારકાનું સુખ જોવાની તાકાત નથી ધરાવતો, તે આત્માને શાંતિ કયાંથી મળે ? આજે આખા જગત્‌માં જ્યાં ને ત્યાં જણાતા ઉપદ્રવમાત્રની મૂખ્ય જડ એ છે કે–અન્યને સુખી દેખવાની કે સાંભળવાની તાકાત નાશ પામતી જાય છે. જ્યાં સુધી એ ઉદારતા ન આવે, ત્યાં સુધી સાચી શાંતિની પ્રાપ્તિ અશક્ય છે. ' ન કોઇનું સુખ જોવાય '–'બીજાઓ પરહિતમાં જોડાય તે ન સહાય' અને 'દોષ સાથે મિત્રાચારી થાય'–આ ત્રણે મહાન્ દૂષણોથી ઘેરાયેલા આત્માઓ શાંતિને કેવી રીતે પામી શકે ? જ્યાં કેવળ લક્ષ્મી અને તેના ઉપભોગોનીજ ગરજ હોય છતાં મળે નહિ અને બીજાની લક્ષ્મી કે સુખ ખમાય નહિ, ત્યાં શાંતિની આશા આકાશકુસુમ જેવીજ છે. બીજાનું સુખ જોઈ ને જેને મુંઝવણ થાય, તેની અશાંતિની ચીતા શી રીતે શાંત થાય ? જે આત્મા બીજાનું સુખ જોઇ શકતો નથી, તે આત્મામાં જગત્‌નાં પ્રાણીમાત્રના કલ્યાણની ભાવના તો કયાંથીજ આવે ? જ્યાં પોતે પરહિત જોઈ શકતો નથી, ત્યાં–'બીજાઓ પરહિતમાં રક્ત રહે'–એ ભાવના શી રીતે આવે ? અને બીજાનું ભલું ન જોઇ શકવાના દોષવાળો, દુનિયામાત્રના દોષ દૂર થવાની

ભાવના તો સેવવાનોજ કયાથી ? જો આત્મા પોતે પોતાના સ્વરૂપમા સ્થિર થઇ જાય અને કર્મવશ થઇને કેળવી લીધેલી પોતાની કુટેવોને તજી દે, તો કાઇ શાતિ કોઇ પાસે લેવા જવાની નથી અને ખરીદ કરવી પડે કે ઉછીની લાવવી પડે તેમ પણ નથી કારણ કે-શાતિ પોતાના આત્મામાજ છે હરેક આત્માની શાતિ પોતાની પાસેજ છે, પણ તેનો ઉપ ભોગ કરતા આવડવુ જોઇએ ! બીજાની શાતિ દેખીને બળ નારને કદી જ શાતિ મળવાની નથી 'બીજાનુ સારૂ ન જોઇ શકવુ'–એ તો ઇર્ષ્યા છે અને એ દુર્ગુણ છે કોઇને સુખી જોઇ શાતિ ન થાય, એવા આત્માને આ ભવે તો શુ, પણ અનતા ભવે પણ શાતિ મળવી મુશ્કેલ છે શાતિના અર્થિએ એ 'ઇર્ષ્યા' દુર્ગુણને તજવો જ જોઇએ

<u>તૃષ્ણાના વેગને રોકો !</u>

જેમ ઇર્ષ્યા અશાતિની ઉત્પાદક છે, તેમ તૃષ્ણા પણ અશાતિને ઉત્પન્ન કરવા સાથે અશાતિને વધારનારી પણ છે આજે તૃષ્ણા ઉપર અકુશના અભાવે, તે દિન-પ્રતિદિન વધતી જ જાય છે એ તૃષ્ણાના યોગે જરૂરીઆતો વધતી જ જાય અને તે પૂરી ન થાય, એટલે પરિણામે અશાતિ આવીને ઉભી જ રહે છે ત્યા પણ આજના શાતિરસિકો તો ઇચ્છા ઉપર અકુશ મૂકવાની વાતોનો જ વિરોધ કરે છે અને કહે છે કે-'ઇચ્છાનો નિરોધ શા માટે ?' પણ જ્ઞાની પુરૂષો તો ફરમાવે છે કે-'નાહકની ઇચ્છાઓ કરવાથી લાભ શો ? ઇચ્છાઓની વૃદ્ધિ એ જ અશાતિ' આવી ઇચ્છા કરનારાઓ ઇરાદાપૂર્વક પોતાના જીવનની શાતિનો નાશ કરે છે નિરકુશ

ઇચ્છાઓ કર્યે જનારો જીવનભર શાંતિ પામી શકતો નથી ‘આટલુ આટલુ કર્યું છતા આ ન મળ્યુ’–એ જ અશાંતિ મરતા પણ એને પીડે છે તૃષ્ણાના તરંગોમા નાચનારની મરતી વખતની દશા જોઇને પણ દયા જ આવે કોઇ ધર્મ સભળાવવા આવે તોયે એનાથી ન સભળાય અસંતોષની ભાવનાથી જ એ દુખી ને દુઃખી હોય એને ન જીવતા શાંતિ, ન મરતાયે શાંતિ જો શાંતિ જોઇએ તો જીવન શાંતિ મય બનાવો જીવનને શાંતિમય બનાવવા તૃષ્ણાના વેગને રોકવો જોઇયે અથવા તૃષ્ણાના વેગની દિશા ફેરવવી જોઇએ મનનો વેગ એકદમ રોકવો દુ શક્ય છે–એ વાત ખરી છે, પણ ન રોકાય તો એની દિશા ફેરવો એમ કર્યા વિના કેવળ તૃષ્ણાના જ તરંગોમા તણાયા તો પરિણામ ભયકર છે ઉપર કહી આવેલા વિચારો જો જીવનમા જડાઈ જાય, તો તૃષ્ણાના તરંગો આપોઆપ શમી જાય . પણ એ વિચારો જીવનમા જડી દેવા માટે અને ગમે તેવા પ્રસગે પણ અખડિત રાખવા માટે જીવનને મર્યાદાશીલ બનાવ્યા શિવાય છૂટકોજ નથી

આલબનો સ્વચ્છ રાખો !

જ્યા પોતાને તૃષ્ણાનો પાર નથી, ત્યા જગતના પ્રાણી માત્રના કલ્યાણની ભાવના આવવાની નથી આપણને શાંતિ જોઇયે તો આપણે જગતને શાંતિ આપવી જોઇયે : આપણામા શાંતિ આવી, એટલે જગતમા આપોઆપ શાંતિ દેખાશે જેવો આરીસો તેવુ મુખ દેખાય આરીસો મેલો તો મુખ પણ મેલુ દેખાય અને આરીનો ચોખ્ખો તો મુખ ચોખ્ખું દેખાય મુખનો ડાઘો સારો પણ આરીસાનો ડાઘો ખોટો :

મુખ ઉપર ડાઘો હોય તે આરીસો બતાવે ને ઝટ દૂર કરાય, પણ આરીસામા ડાઘો હોય તો એથી તો મુખ ઉપર ન હોવા છતાય ડાઘો જણાય અને ડાઘો દેખાતો દૂર ન થાય ત્યા સુધી ખણીયે તો ચામડી લાલ થાય, બળતરા બળે અને ન હોય ત્યા ડાઘો પડે માટે આરીસો સ્વચ્છ રાખવો જોઈયે આરીસાપર ધૂળ ચડે એ ન ચાલે આરીસાને સાફ રાખવાની સૂચના નોકરને કરવી જોઈયે કે કેમ ? નાહીધોઇને એમા મ્હો જોઈ લીધુ, કામ કરી લીધુ, પછી એનાપર પડદો નાખો છો ને ? નાહી-ધોઇ-અલંકાર પહેરી બહાર જતી વખતે 'બરાબર છો'-એવુ પ્રમાણપત્રક આપનાર આરીસો છે એટલે પ્રમાણપત્રક જ્યાથી મેળવવાનુ તે શુદ્ધ જોઇયે જ તેવી રીતે આત્માને શુદ્ધ બનાવનાર આલબન પણ તદ્દન સ્વચ્છ જોઈયે જ્ઞાનીએ 'શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ'ને શુદ્ધ આલબન કહ્યા એ આલબનોમા મલીનતા ન ચાલે 'એ તો એમજ ચાલે'-એમ એમા ન ચાલે એમ ચલાવવુ એ ભયકર મૂર્ખાઈ છે શુદ્ધ આલબનોને લક્ષ્યમા રાખી, તેને અનુસરીને ચાલવાનો પ્રયત્ન કરવો જોઈએ તોજ આત્મામા રહેલી મલીનતાનો નાશ થાય શાતિનો અખૂટ ખજાનો આત્મામા મૌજૂદ છે એ માટે કોઈને પૂછવા જવુ પડે તેમ નથી પણ શરત એક છે કે-શાતિ ભોગવવા લાયક બનવુ પડશે એ યોગ્યતા ન આવે ત્યા સુધી શાતિ નહિ મળે 'જગતમાત્રનું કલ્યાણ ઇચ્છવુ'-એ ભાવનામા કે 'બધા પારકાના હિતમા રક્ત રહો, દુનિયાના દોષો નાબૂદ થાઓ અને લોક માત્ર સુખી થાઓ'-આ ભાવનામા કાઇએ કઠીનતા નથી છતા આ ચાર ભાવના જીવનમા કેમ નથી

આવતી ? એ ભાવનાઓથી જીવન નથી રંગાતું, એજ અશાતિનું મૂળ છે આત્માને શાતિ જોઈતી હોય, તો આ ચારે ભાવનાના ગુણો જીવનમા ઉતારવા જોઇયે જગતના પ્રાણી માત્રના કલ્યાણની, જગત્ માત્ર પરહિતમાં રક્ત રહે તેવી, દુનિયાના દોષો નાબૂદ થવાની અને સર્વ સુખી થાય તેવી ભાવનાથી જીવન રંગાઈ જવુ જોઇયે જીવનનો અપૂર્વ આનદ લૂટવો હોય અને અનુપમ શાતિનો રોમેરોમ અનુભવ કરવો હોય, તો આ ચારેય ભાવનાઓને જીવનમા ઉતાર્યા શિવાય ચાલશે નહિ.

## ભૂમિકાશુદ્ધિનો ઉપાય

આ ચાર ભાવના જીવનમા કયારે આવે, તે સબધે એક મહર્ષિ ચાર વસ્તુ બતાવે છે કલ્યાણના અર્થિ આત્માએ તેને વિચારવી પડશે અને તેનો અમલ કરવો પડશે

" भजस्व मैत्रीं जगदङ्गिराशिपु,
प्रमोदमात्मन् ! गुणिपु त्वरोपत ।
—भवार्त्तिदीनेपु कृपारसं सदा,—
—युदासवृर्त्ति खलु निर्गुणेष्वपि ॥१॥"

*

'હે આત્મન્ ! જગતના સર્વ જીવોને વિષે મૈત્રિને, ગુણી આત્માઓને વિષે સર્વ રીતિએ પ્રમોદને, ભવની અરતિથી દીન બનેલા આત્માઓને વિષે કૃપારસને અને ખરેખર નિર્ગુણી આત્માઓ ઉપર પણ ઉદાસવૃત્તિને અગીકાર કર !'

આ મહાત્મા જગતના પ્રાણીગણ પ્રત્યે મૈત્રી ભજવાનું

(રાખવાનું) કહે છે કોઈ શત્રુ નથી પણ બધા મિત્ર છે,–એવી ભાવના ભાવવાનુ ફરમાવે છે 'મિત્ર કોણ?'–એ આજે મોટો પ્રશ્ન છે માતા, પિતા, મિત્ર વિગેરે શબ્દોમા રહસ્ય છે આજે મિત્ર કોને મનાય છે? સાથે હરેફરે, ચાહ પીયે-પાય, પાન ખાય-ખવરાવે, બીડી પીએ-પીવરાવે, નાટકસીનેમા સાથે જૂએ ને તાળી પાડી વિખરાય, એ આજે મિત્ર કહેવાય છે પણ અહીં એવી મૈત્રીની વાત નથી! અહીં તો પરહિતચિંતારૂપ મૈત્રીની વાત છે પણ એ ભાવના હૃદયની શુદ્ધિ વિના આવી શકતી નથી શુદ્ધ હૃદયવાળો આત્મા ઓછી મહેનતે ધારેલો લાભ મેળવી શકે છે હૃદય શુદ્ધ બન્યું પછી ગુણો તો આપોઆપ દોડતા આવે વેગબધ ધસ્યા આવે પછી ગુણ લેવા કે મેળવવા માટે ઘણો પ્રયત્ન કરવો પડતો નથી ભૂમિશુદ્ધિ હોય તો ચિત્ર ઉઘડે ભૂમિ અતિશય શુદ્ધ હોય તો વગર પીંછીયે અને વગર રંગે ચિત્ર આપોઆપ એમા ઉઘડે કોઈ એક રાજાએ બીજા રાજાની ચિત્રશાળાની પ્રશંસા સાભળી, પોતે પોતાની અમુક જગ્યાએ ચિત્રશાળા બનાવવા બે ચિત્રકારને રોકયા અને એ બેને ચિત્રશાળાના બે ભાગ વ્હેંચી આપ્યા છ મહિના બાદ રાજાએ જ્યારે–'ચિત્રશાળા તૈયાર થઇ કે નહિ?'–એમ પૂછ્યુ ત્યારે એક 'હા' કહી, જ્યારે બીજાએ કહ્યુ કે–'સાહેબ! હજી તો મેં પીંછી પણ હાથમા લીધી નથી!' વાત પણ ખરી હતી કે–એણે તો ભૂમિજ શુદ્ધ બનાવી હતી રાજા કહે છે કે–'છ માસ સુધી કર્યું શું?' પેલો ચિત્રકાર કહે છે કે–'જે કર્યું તે દર્શાવું છુ' રાજા જોવા ગયો તો આખી ચિત્રશાળા ચિત્ર

મય દેખાઇ ગજા કહે છે કે–'ચિત્રો તો ચિતરાયા છે, છતા ના કેમ કહે છો?' તરત પેલા કારીગરે મધ્ય ભાગમા પડદો નાખ્યો કે અડધો ભાગ ચિત્ર વિનાનો દેખાયો રાજા આશ્ચર્ય પામ્યો કારીગરે કહ્યુ કે–'એ ભીંત એવી બની છે કે–વગર ચીંછીયે અને વગર રગે સામેના ચિત્રો આમા પ્રતિબિંબિત થાય છે તેવીજ રીતે અહીં પણ હૃદય શુદ્ધ બને તો ગુણ જાય કયા? જગતના કલ્યાણની ભાવના, પારકાના હિતમા બધા રક્ત રહે એવી ભાવના, દુનિયાના દોષો દૂર થવાની ભાવના અને બધા સુખી થાય એવી મનોવૃત્તિ થઇ, પછી ગુણો આવતા વાર નથી આ ચાર ભાવના હૃદયમા જચે તોજ અખડ ક્ષમા, શાતિ અને સમતા રહે આ મહાત્મા જગતના પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રી અને સમતા રાખવાનુ ફર માવે છે

<u>મૈત્રી એજ પરમ શાતિનો ઉપાય છે</u>

મૈત્રી એટલે પરહિતચિંતા! પારકાના હિતની ચિંતા કરવી, એજ સાચી મૈત્રી છે મિત્રો ભેગા થાય ત્યારે ઇચ્છાપર કાપ મૂકવાના વિચાર કરે કે પાપ વધારવાના? આજ તો ચાર ભેગા થાય તો એવી વાતો કરીને અલગ પડે, કે જેથી બાકીનો બધો ટાઇમ એ ગોષ્ઠિની મુઝવણમાજ જાય વ્યાપારની, બંગલાની, મોટરની, નાટકની કે સીનેમાની વાતો કરીને વિખૂટા પડે, કે જેથી ચોવીસે કલાક એકજ ધમાલ, એનાજ સ્વપ્ન આવ્યા કરે નાટકમા કે સીનેમામા જોયું તે ક્યારે મળે? બસ, એજ રટણ થાય ઇચ્છા, ઇચ્છા અને ઇચ્છા! એ ઇચ્છાએ ઘણાઓને પાગલ બનાવ્યા જે જોયું તે મળે,

આ ઈચ્છાએ જીવનને બરબાદ બનાવ્યું. જગતમાં જે જે સારૂં દેખે તે તે બધું મેળવવાની ઇચ્છાઓને, જ્ઞાની પુરૂષો ઇરાદા પૂર્વક પોતાની શાંતિના નાશના ઉપાયો કહે છે. જગતની સર્વ ચીજો એકનેય મળી સાંભળી છે ? એક જણાએ એક મહર્ષિને કહ્યું કે–'જેનાથી વૈરાગ્ય પામવો હોય, તેનો ભોગવટો કરી લેવો જોઇએ : ઇચ્છા પૂરી કર્યા પછીજ સાચો વૈરાગ્ય થાય : ઈચ્છાનો અમલ થઇ ગયા વિના થયેલો વૈરાગ્ય ન ટકે.' જ્ઞાની કહે છે કે–'ભાન કે આ વાત સાચી, પણ ઇચ્છાનું કાંઇ માપ છે ? સો વાળો હજારને ઇચ્છે છે, હજારવાળો લાખને ઇચ્છે છે, લાખવાળો ક્રોડને ઇચ્છે છે, ક્રોડવાળો અબજને ઇચ્છે છે, અબજવાળો રાજા થવા ઇચ્છે છે, રાજા વળી શહેનશાહ થવા ઇચ્છે છે, શહેનશાહ ચક્રવર્તી થવા ઇચ્છે છે, છ ખંડનો માલીક ચક્રવર્તી દેવ થવા ઇચ્છે છે, દેવ વળી ઈંદ્ર થવા ઇચ્છે છે : પછી ? હજી વધે. जहा लाहो तहा लोहो। જેમ લાભ તેમ લોભ વધે. ઇચ્છાનું કાંઈ માપ છે ? જ્યારે ઇચ્છાનું માપ નથી, તો–'ભોગવ્યા પછીજ વૈરાગ્ય થાય'–એ સિદ્ધાંત ટકતોજ નથી.' અગ્નિ સળગતો હોય, એ કયારે બૂઝાય ? એમાં લાકડાં નાખ્યે જાય કે ઘાસલેટના ડબા છાંટયે જાય, તો અગ્નિ બુઝાઈ જાય કે એથી ઉલટું પરિણામ આવે ? અગ્નિ બુઝવવા તો પાણી જોઇયે : પાણી ન હોય તો પણ ઘાસલેટ છાંટવાનું તથા લાકડાં નાંખવાનું તો બંધ કરવુંજ જોઇયે : આગ બૂઝાવવા પાણી ન હોય તો ધૂળ નખાય : પાણી અને ધૂળ બેય ન હોય તો ઘાસલેટ કે લાકડાં નાંખવાનું બંધ કરવું અને ભેગાં થયેલાં લાકડાંને

અલગ કરવાં, તો પણ બે ચાર કલાકે આગ બૂઝાય. આજ રીતિએ ઇચ્છાનો અત નથી માટે ઇચ્છાના તરંગો કાપો! દુનિયાના બધા પદાર્થોની ઇચ્છા, તે ઇરાદાપૂર્વક અશાંતિને આમંત્રણ છે એમ નથી લાગતું? દુનિયાના પદાર્થોને મેળવવાની ઇચ્છા એ પાપ છે અને એ નહિ મેળવવાની ઇચ્છા એજ શાંતિનો રાજમાર્ગ છે. આજની અશાંતિનું કારણ એકજ છે અને તે એજ કે–બધુંજ મેળવવાની ઇચ્છા દુનિયામાં અનીતિ આદિ પાપો શાથી વધ્યાં? સુકો રોટલો પણ મળે તો હા, પણ અનીતિ આદિ ન થાય, એ ભાવના આજે નથી, તેનું કારણ શું? એજ કે–ચાહ, પાન, સીગારેટ એ નકામી વસ્તુઓ પણ જોઈયેજ એ ભાવના થઈ: પછી ન મળે તો અનીતિ કરવામાં પણ હરકત શી?–એ રીત કામ વધ્યું એકના બે આજે કરે એ વેપાર મનાય છે, પણ શું એ અનીતિ નથી? સટ્ટો વેપારમાં શાથી ખપ્યો? જુગાર જેવો સટ્ટો પણ ધંધામાં ખપ્યો શાથી? ખીસ્સામાં પાંચ નહિ અને પાંચસેંનો વેપાર (સટ્ટાનો) કરે એ શાથી? એથીજ કે–ઇચ્છાનો અત નહિ અને ભાવનાજ જૂદા પ્રકારની! ખીસ્સામાં હોય પાંચ અને વેપાર કરે પાંચસેંનો–પછી ઝબકે: ભાવ–તાલ–પ્રીચરની ઝંખનામાં ઝબકે: શા ભાવ, શા તાલ,–એજ ઝંખનાની ધમાલ હોય ભાવની વધઘટ પણ કેવી? પંજાબમેલ જેવી! ઘડીમાં આમ અને ઘડીમાં તેમ: પણ ઘડીમાં થયું શું? પછી રાખે જોષી. પૈસા આપે અને તેજીમદી–આંકફરક પૂછે: ગરજવાનને અક્કલ ન હોય! કોઈ કોઇ જોષી પણ હુંશીયાર હોય કે–બસો આવે એમાં સોને કહે તેજી અને સોને કહે મદી: સો તો એને હુંશીયારજ કહે. તેવાઓને કમઅક્કલો પણ મળી

જ રહે ! કેળવણી, વિદ્યા, સુધારો આજના કેવા કે જેના આ પરિણામ ? પહેલા નાના જૂઠને જૂઠુ કહેવાતુ  આજે જૂઠાનો તથા અનીતિનો પાર નથી જુગાર જેવો સટ્ટો પણ વેપારમા ખપે છે જુગાર કહેવાય શી રીતે ? બધા કરે ફરીયાદ કરે કોણ ? ગાદીવાળા અને ગાદી વગરના, તીજોરીવાળા અને તીજોરી વગરના, બધાજ એ ધધો કરે  જુગાર કે જુગારી કહો તો મારવા ઉઠે સટ્ટો વેપાર રૂપ શાથી ? ખોટી ચીજ સારી તરીકે શાથી પકાઈ ? અજ્ઞાન વધ્યુ અને ઇચ્છાનો પાર રહ્યો નહિ એથીજ ! ઇચ્છા અને તૃષ્ણા પર અકુશ મૂકો નહિ મૂકો તો શાસ્ત્ર કહે છે ક-મરતાય શાતિ નહિ મળે જગતની માન્યતા આજે જૂદી છે મોટરમા બેસવાની અને મોટર મેળવવાની આજે સૌને ભાવના ! મળતી નથી એ વાત જૂદી, પણ બધાના મનોરથ એજ ત્યા જ્ઞાની કહે છે કે 'આટલા વર્ષો ગાળ્યા અને મોટરની ઝખના કરી પણ ન મળી, તો હવે ધીરજ ધર ચાલવુ તા પગે પડે છે, મોટર તો મળતી નથી, છતા ઇચ્છાથી દુખી કેમ થાય છે ? શાક લેવા જાય અને આઠ આને શેર હોય માટે ન લે, પણ ઘેર જતા જતા બળીને ખાય થાય અને જે શાક કાલે હોશથી ખાધુ હતુ તેજ શાક આજે રોઇ રોઇને ખાય શરૂઆતમા આવે ત્યારે શાક મોઘુ હોય, પણ આઠ દિવસ પછી સોઘુ થાય આઠ દિવસ પછી ખાય તો વાધો આવે ? પણ નહિ, એ શાતિ રહેજ નહિ  કારણ કે-'ઇચ્છા' એ વસ્તુજ એવી છે

અશાન્તિનો દવ શાથી ?

'દુનિયાદારી તમારાથી ન છૂટે, સર્વત્યાગ તમારાથી ન

સાચી સાન્તિ

થાય'—એ તમારા કહેવા ખાતર માન્યું, પણ જીવનમાં જીવવા જોગો ત્યાગ તો જોઈશે ને ? શું આ માનવજીવન ધમાચકડી માટે છે ? માનવજીવન ઉંચું કહો છો, તે શા માટે એ કહી શકશો ? જીવનનું ધ્યેય નિયત કર્યા વિના કેમ ચાલે ? આહાર, નિદ્રા, ભય અને મૈથુનની ક્રિયામાં તો પશુથી પણ હલકી કોટિમાં ઉતરી જવા જેવી દશા થઇ રહી છે. એ શાથી ? અર્થ-કામ કિંમતી છે કે જીવન કિંમતી છે ? જે જીવનને કિંમતી માને, તેને અર્થકામની આરાધના માટે ટાઇમ મળે અને મોક્ષસિદ્ધિ માટે-ધર્મની આરાધના માટે ટાઈમ ન મળે, એ કેમ બને ? આ બધું બને છે એનું કારણ એકજ છે અને તે એજ કે-ખોટી ઇચ્છાઓની ગુલામી, પડાવી લેવાની વૃત્તિ કે હક્કની મારામારીમાં શું શાંતિ છે ? ખરેખર, લાલસાવાળો જેમ સુખે જીવી શકતો નથી, તેમ સુખે મરી પણ શકતો નથી. લાલસાથી ઘેરાયલા કુટુમ્બમાં લાલસાથી રીબાતા શ્રીમંતનુ જીવન જેમ ભયંકર રીતે જાય છે, તેમ મરણ પણ ભયકર રીતેજ થાય· એ વખતે તો બધા વીલ કરવા ભેગા થયા હોય : કોઈ તીજોરીએ તાળુ વાસે તો કોઈ ખોરડે વાસે : અને કોઇ જે હાથમાં આવે તે તફડાવે. પેલા શ્રીમતની ચાકરી તો બે નોકર-ચાકર હોય તેજ મોટે ભાગે કરે ! આજે લાલસાથી રીબાતાઓની પાસે લક્ષ્મી આવવાથી બીજી પણ ભયકર હાલત થાય છે : બેના બદલે ચાર આંખ થાય છે : પગ અદ્ધર ચાલે . એને ન ખાતાં આવડે, ન પીતાં આવડે કે ન બોલતા આવડે, કારણ કે-લાલસાના યોગે લક્ષ્મીના માલીક મટી ગુલામ બનાય છે લક્ષ્મીના ગુલામ થવામાં મહત્તા નથી, પણ મહત્તા તો

સાચી

એના માલીક થવામાં છે. પૌદ્‌ગલિક ઇચ્છાઓના યોગે જેમ જેમ દિવસો જાય છે, તેમ જીવન બરબાદ બનતું જાય છે, એ વિચારો! ઘરબાર, કુટુંબપરિવાર, પૈસોટકો, બંગલા બગીચા, ઇદ્રિયો અને મન–એ બધું તમારૂં કે તમે એના ? આ કદિ વિચાર્યું ? આજ તો લક્ષ્મી મળે એટલે–'બે બંગલા કેમ ન વધારવા, દહાડામાં દશ વાર ચાહ–પાન–ચીરૂટ કેમ ન જોઇએ ? અને એક બે નાટક ને સીનેમા અઠવાડીયે કેમ ન જોવા ? '–આવી જ ઇચ્છાઓ જાગે અને એ ઇચ્છાઓના યોગે દિન–પ્રતિદિન ગુલામી વધતી જાય છે. એ ગુલામીથી જ આજે અશાંતિની ફરીયાદ છે. આજે સર્વત્ર અશાંતિનો દવ લાગ્યો છે, એનું પણ કારણ એજ છે.

આજની અવદશા

આજે પરસ્પર મળે તો વેપાર–રોજગારનું પૂછે, પણ આત્માનું કોઈ પૂછતું નથી. પરદેશથી આવેલા દીકરાઓને માતાપિતાદિક પણ એ જ પૂછે કે–'ભાઇ ! શું કમાયો ?' પણ–' અનીતિ કેટલી કરી ? જુઠું કેટલું બોલ્યો ? પ્રપંચ કેટલો કર્યો ? દેવ–ગુરૂ–ધર્મની સેવા–ભક્તિ કરી હતી કે નહિ ? '–આવું આવું પ્રાયઃ કોઈ પૂછતું નથી. શરીરની ખબર પૂછે, પણ ધર્મની કોઇ વાત જ ન પૂછે. આજે આવી રીતના કેવલ સ્વાર્થની અને પુદ્‌ગલ સંબંધી જ વાતો પૂછનારાઓને કહો કે–'એ વાતોમાં શું પડ્યું છે ? શરીર એ સારૂં ન હોત, તો હું હરીફરી કેમ શકત ? હિતૈષી અને સાચા સ્નેહી હો તો આત્મહિતની જ વાતો પૂછો ! ' આવું બોલતાં શીખો. સાચી શાંતિ જોઇયે તો આ બધું શીખવું

પડશે. આ ભાવના જીવનમાં ઉતાર્યા વિના શાંતિ આવે ક્યાંથી? એમ ને એમ શાંતિ આવતી હોત તો આ મહેનત હોત? ઘણા મહા મહાપુરુષો દુનિયાની સાહ્યબી, રાજપાટ, કુટુંબપરિવાર છોડી ચાલી નીકળ્યા એ શાથી? સજ્જડ મનોબળવાળા પણ ઋદ્ધિસિદ્ધિ મૂકી એકાકીપણે ચાલી નીકળ્યા, એનો હેતુ શો? આ બધું વિચારો તો આજે જીવનમાં શાંતિ આવે. 'અનાજપાણી વિના નથી ચાલતું'–એમ કહે એ મનાય, પણ 'ચાહ, પાન, ચીરૂટ, સીગારેટ, નાટક અને હૉટલ વિગેરે વિના નથી ચાલતું'–એમ કોઇ કહે એ કેમ મનાય? હિન્દુસ્તાનના ચાહપાનના ખરચાનો ઢગલો કરીયે, તો એકના ખર્ચામાં આઠ જણને સારી રીતિએ ખીચડી મળી શકે તેમ છે. ભૂખમરાની અને બેકારીની બુમો મારવી અને ખોટાં ખર્ચો બંધ ન કરતાં તેને વધાર્યે જવાં, એ કયી જાતિની પરોપકારવૃત્તિ છે? ઉદ્ધારની વાતો કરનારા શા માટે જીવનને નિયમિત નથી બનાવી શકતા? હિન્દના કોઇપણ માણસે ચાહ, ચીરૂટ, સીગારેટ વિગેરે ન પીવી, પાન ન ખાવું, નાટકચેટક ન જોવાં, અભક્ષ્યનું જ્યાં ભક્ષણ થતું હોય અને અપેયનું જ્યાં પાન થતું હોય તેવાં સ્થળોએ નહિ જવું, એવો સુધારો એ ઉપકાર કરવા નીકળેલાઓએ કર્યો? બુટ પાંચ કે પંદર રૂપિયાના શા માટે? આ બધી વસ્તુઓના ખોટા બચાવો ન કરતાં, જીવનને તેવી સ્વચ્છંદતાથી બચાવો તો શાંતિ દોડતી આવશે. હિન્દુસ્તાનમાં ભૂખમરાની બૂમ મારો છો, પણ એ કરનારા તો સ્વચ્છંદી લોકો છે. મોજશોખ અને રંગરાગના ખરચ કેટલા થઇ રહ્યા છે? 'એક નાટક સીનેમા ન જોવાય તો અઠવાડીયાનો થાક કેમ ઉતરે?'

–આવી તો આજે માન્યતાઓ ફેલાવાય છે નાટકની મના કરનારાઓ ગાંડા છે, એમ કહીને એમ કહેવાય છે કે— 'અઠવાડીયે એક દિવસ એ તો નિવૃત્તિનું સ્થાનક છે !' એક નાટક અને સીનેમા પાછળ ખરચ કેટલો થાય છે ? વધારામા ચાહ, પાન અને સીગારેટ વિગેરે તો ચાલુજ હોય ! રાતે સુએ તોએ મ્હોમા પાનના ડુચા તો મારેલાજ હોય ! સવારે ઉઠે ત્યારે તેના યોગે મુખ પણ ગંધાય આવા મલીન અને ગલીચ જીવનમા શાતિ આવે કયાથી ? ખ્યાલમા રાખો કે-આ જીદગી મનુષ્યની છે ! જરા તમારી હાલત વિચારો ! પાસે બેસીને શાતિથી એક વાર, બે વાર કે બહુ તો ત્રણ વાર ખાધા પછી બહાર ખાવુ પડે શા માટે ? જ્યા-ત્યા કેમ ખવાય ? હોટેલમા તાજાજ માલ હોય કેમ ? વાસી, સડેલુ, બધુ ત્યા લેવાય કે નહિ ? રાતનું વધેલુ નાખી દે કે ભેળવે ? રોગ કેમ વધ્યા ? આથીજ ચાર દુકાન મૂકો કે— એલ એમ એન્ડ એસ નુ પાટીઉં આજે હોય અને રોગી પણ ઘેર ઘેર હોય આજે દુનિયા ઉપર કયા આત્માઓની જરૂર છે ? વકીલો વધ્યાથી કેસ વધ્યા કે ઘટ્યા ? ડૉકટર છતાયે કેમ ( દરદ ) વધ્યા અને વકીલો છતાએ કેસ ( ગુન્હા ) વધ્યા એ કેમ, એ વિચાર્યું છે ? એક વકીલ જીવે કયારે ? બાર મહિને પચાસ ફરીયાદી અને પચાસ આરોપી મળે ત્યારેને ? નહિતર ખાય શુ ? પેટભરાઓ તો ગમે તેવા ગુન્હેગારને પણ એમજ ક્હે કે–'હું નવો છુ, બધા જ કાયદા મ્હોઢે છે, બોલનાર હુંશીયાર છું એ સાક્ષી જેવુ બોલાવીયે તેવુ બોલે તેવા લાવ એટલે બસ આમ જીતાડુ !' આવીજ દશા પેટભરા ડૉકટરોની ! આવાનું સખ્યાબળ વધાર્યાથી શો લાભ ?

**સાચી શાન્તિ**

જગતને કેવા માણસો વધવાથી લાભ થાય, એ ખૂબ વિચારો !

## શ્રીમત અને કંગાલ બન્ને દુખી !

વેપાર વધ્યા, કારખાનાં વધ્યા, કપનીઓ વધી, વકીલો-ડૉકટરો-સોલીસીટરો-બૅરીસ્ટરો-ધારાશાસ્ત્રીઓ વધ્યા, સો વર્ષ પૂર્વેની મુંબઇ કરતા આજે આટલુ બધુ વધ્યુ, છતા આટલી અશાંતિ કેમ ? શાતિ ગઈ ક્યા ? પ્રવૃત્તિ સુધારાય નહિ, મન ઉપર કાબુ ન મૂકાય-ઈચ્છાપર અકુશ ન મૂકાય, ત્યા શાંતિ શી રીતે પમાય ? સાચા દયાલુને તો આજની દશા જોઇને દુ:ખ થાય છે તમાચો મારીને મ્હો લાલ રાખવા જેવી આજની દશા છે આજના વેપાર જૂદા આઠ દિવસ પહેલાંના લક્ષાધિપતિની નાવા આજે ડોલતી હોય, સાગરના ભયકર આવર્ત્તમા ગોથા ખાતી હોય, ભાગ્ય હોય તો બચે, પવનનો ઝપાટો આવે તો તળીયે જાય આ કયી દશા ? આવું જીવન શા માટે ? ચાર રોટલી કમાવી અને ચાર ખાવી, એમા વાધો છે ? એકલા શ્રીમાનનીજ આ હાલત છે એમ નથી કગાલની હાલત પણ ખરાબ છે એ કહે છે કે-'ફલાણા શેઠ પાચસેં શૅરનો વેપાર કરે, તો હું અઢીસો શૅરનો વેપાર કેમ ન કરૂ ?' પણ પોતાની મૂડી ન જૂએ ધર્મની ટીપમાં એ કહે કે-'પાચ લાખવાળો પાચ મડાવે તો હુ તો પચાસનો પગારદાર તે પાચ પાઇ પણ ન પાલવે !' ત્યા આ હિસાબ અને શૅરના વેપારમા બીજો હીસાબ ! નાટકચેટકમા, હૉટલમાં બીજો હીસાબ અને દેરાસર, ઉપાશ્રય કે ધર્મની ટીપમાં જૂદો હીસાબ ! આ બેયની આ હાલતમા મૈત્રી લાવવી ક્યાથી ?

મૈત્રી વિના શાતિ કેમ આવે ? જે જે સાભળો તે વિચારો, જીવનમા ઉતારો તો તો લાભ થાય શાતિ મળે ખોટુ હોય તે તજો અને સારૂ સ્વીકારો, તો તો આત્માની શુદ્ધિ થાય! શુદ્ધિ વિનાજ રીબાવુ પડે છે પાપના પટા લાગ્યા છે તે ઉખેડયા વિના રોગ ન મટે ! ઉખેડતાય પીડા તો થવાનીજ બધનથી -દબાવાથી તો આત્માને તકલીફ છેજ શેખાઇની વાત જવા દો આત્મા શુદ્ધ-બુદ્ધ એવી શેખાઇ ન હાંકો શુદ્ધિ મેળવો અને ઉગવો ! વગર શુદ્ધિએ 'શુદ્ધ છુ, બુદ્ધ છુ'-એમ ન કહ્યા કરો! જો શુદ્ધ છે તો અત્યારે કગાલ કેમ ? દુનિયાની કાર્યવાહી અને પૈસાટકા પાછળ જ કેમ ભટકે છે ? પોતાની ફરજનું ભાન કેમ ભુલાય છે? માટે ખોટી વાતો કરતા અટકો અને માનવજીવનને બરબાદ કરનારી પ્રવૃત્તિઓમાથી બચો ! પાપને પાપ માનતા શીખો અને શુદ્ધિના દભની ડફાશ છોડી દો

<u>હવે આવો મૂળ વાત ઉપર !</u>

શાતિ માટે દુનિયાના સર્વ પ્રાણીગણ પ્રત્યે મૈત્રી ભજવાનું ઉપકારી મહર્ષિઓ ફરમાવે છે કોઇના પણ ઉપર દુશ્મન ભાવ ન હોવો જોઇએ આ પહેલુ પગથીયું છે આ પગથીએ પગ નહિ મૂકો તો ઉચે નહિ ટકાય આના વિના ગમે તેટલા આગળ વધ્યા, છતા પણ જ્ઞાની કહે છે કે-પરિણામે પટકાઇ મરવાના આધળો દોડયો જાય તો માથુજ ફૂટે મૈત્રી ભાવના વિના જગતના-પ્રાણીમાત્રના કલ્યાણની ભાવના, સૌ પરહિતમા રક્ત બને એ ભાવના, દુનિયાના દોષોના નાશની ભાવના અને સર્વ લોક સુખી થાય એવી ભાવના ન આવે આ

સાચી શાન્તિ

ભાવનાઓના અભાવે સાહ્યબી મળે તો પણ પરિણામ તો ભયકરજ આવે સાહ્યબીમા વધેલા દેશ તરફ નજર કરો. કુતરૂ ભસ્યું એટલે નિદ્રામા વિઘ્ન થયુ માટે ઉડાવ, આ પરિણામ કે બીજુ ? બહુ સાહ્યબી મળે પણ મૈત્રીભાવના ન હોય, તો પરિણામ અનિષ્ટ આવે એમા આશ્ચર્ય શુ ? પૂર વહે છે નીકો કરો તો ક્ષેત્ર લીલુછમ થાય નહિ તો વધતુ પૂર પહાડના પહાડ પણ ભેદી નાખે ઉત્પાત મચાવે ગામના ગામ એમા તણાઈ જાય ! પાણી તો એજ કે બીજુ ? ‘એક આદમીને જીવાડવા ગમે તેટલા જીવો મારીયે તો શું ?’–એ કયી ભાવના ? ‘અખતરા માટે બે–પાચ જીવને મારીયે તો વાધો શો ?’–એ કયી ભાવના ? પોતાના પડપર અખતરો કરને ! એક માણસના ભોગે હજારો બચે તો પણ એ અખતરો કરાય છે ? ત્યા તો કહેશે–એ નહિ ! ત્યારે જીવો મરાય એ કેમ ? મૈત્રી ભાવના આવે નહિ ત્યા સુધી સાચુ મનુષ્યજીવન નથી પોતાના બાળકને તો પશુ પણ ખવરાવે પીવરાવે વિગેરે કરે છે પશુને ગમે તેવા છૂટા મૂકો, પણ પોતાની મેળે સાંજે ઘેર આવે, જે આપો તે ખાય અને પોતે જે આપતા હોય તેજ આપે માનવજીવન તરીકે તમારામા અધિકતા કયી, એ કહો ! આથીજ જ્ઞાનીપુરૂષોની હિતશિક્ષા મુજબ જગતના પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ ભજો મૈત્રી એટલે પરહિતચિંતા એ ન ભૂલો દુશ્મનનું–ગાળ દેનારનું પણ ભૂડુ નજ ઈચ્છાય અને દુશ્મનનું ભૂડુ ઇચ્છવાથી લાભ પણ શો ? કેવલ અશુભ વિચારોના યોગે આત્માની મલીનતા અને પરિણામે નાશ એજ કે બીજો ? આથીજ શાતિના અર્થિએ એ વિચારથી સાચી મૈત્રીભાવનાનો સ્વીકાર કરવો જોઇએ

## મૈત્રી વિના પ્રમોદ ન હોય !

હવે પ્રમોદભાવના. પ્રમોદભાવના એટલે ગુણ માત્રને વિષે હૃદયની કોઇપણ જાતના ભેદ વિનાની પ્રસન્નતા ! પણ આજ તો અનીતિખોર નીતિવાનની ટીકા કરે છે. ત્યા પ્રમોદ ભાવના પણ કયાથીજ હોય ? કોઇ એવો સદ્‌ગુણી નથી, કે જેના સદ્‌ગુણ ઉપર આજના પામરો ટીકા કર્યા વિના રહે. આવા કેવલ પોતાની વાહવાહ ખાતર ગુણના દ્વેષી બનેલા ઓની હયાતિમા પ્રમોદભાવના ખીલીજ ન શકે જ્યા જગ તનું ભલુ જોવાનીજ બુદ્ધિ નથી, ત્યા પ્રમોદભાવનાની હયાતિ હોઇ જ ન શકે આજનો વ્યભિચારી બાલવયમા થતા બ્રહ્મ ચારીને બેવકૂફ કહેવાની, યુવાનવયે થતા બ્રહ્મચારીને વીર્યહીન કહેવા ! અને વૃદ્ધવયે થતા બ્રહ્મચારીને પરવારી બેઠેલો કહેવાની ધૃષ્ટતા કરતા પણ લાજે તેમ નથી અને આજનો કરપીણ કૃપણ પોતાની સાથે વસતા ઉદાર દીલના આત્માની ઉદારતાને દાબી દેવા માટે જરા પણ આચકો ખાય તેમ નથી આ રીતિએ આજે આવી ભયકર રીતિએ ગુણોનો દ્રોહ થઇ રહ્યો છે અને ગમે તેમ કરીને ગુણવાનને હલકા પાડવાના પ્રચાર કાર્યો ચાલી રહ્યા છે ! ! નીતિમાનને હલકા પાડનારા અનીતિ-માનોનો આજે સુમાર નથી ! ! ! આજે હિંસા, અસત્ય, ચોરી અને કાવાદાવાથી પોતાનુ પેટ ભરનારો પણ, પવિત્ર સાધુઓ માટે ખૂશીની સાથે એ નફ્ફટ–મનગમતુ બોલી શકે છે અને 'આવી અધમ જાતિનું આવુ બોલતા તને વિચાર નથી આવતો ?'– આમ જો કોઇ કહે, તો તેના ઉત્તરમા ઉદ્દામ વૃત્તિથી જરા પણ ભય વિના તે બોલી ઉઠે કે–' કેમ ન બોલીયે ? સાધુ

એ તો જગતને ભારભૂત છે'—આવુ બોલનારા આજે ઘણા છે મારી સાથે આવો તો ઓળખાવુ એ બોલનારને પૂછીયે કે—'ભારભૂત તો કહ્યા, પણ શી રીતે તે સાબીત કર ! તેં પરિચય કર્યો ?' તરત 'ના' પાડે અને કહે કે—'કો'ક કહે છે, લોક કહે છે' એ લોક અને કોકની ફોક વાતમા પડી જાય પણ સીધો ઉત્તર આપે નહિ આ ઓછી ભયકર દશા છે ? ખરેખર, ગુણ ઉપર પ્રેમ અને ભક્તિ બહુ દૂર છે મૈત્રીભાવના સાથે પ્રમોદભાવના પણ ઘણીજ જરૂરની છે કલ્યાણના અર્થિ આત્માએ કોઇ પણ જાતના ભેદ વિના-ગુણીમાત્રને જોઇને પ્રમોદ પામતા શીખવુ જોઈએ જ્ઞાની કહે છે કે—આ દશા ભોગવતા કરતા હૃદયમા વિચારી શુદ્ધ દશા કેળવોને ?

ત્રીજી કારુણ્ય ભાવના

"भवार्त्तिदीनेषु कृपारस सदा"

'ભવની પીડાથી દીન બનેલા આત્માઓ ઉપર હમેશા કૃપારસથી હૃદય આર્દ્ર રહેવુ જોઇએ'

*

વિષય-કષાયરૂપ સસારથી જેનો આત્મા પીડા પામતો હોય, તેના ઉપર કૃપારસનો છટકાવ કરવો જોઈએ આ દયા સર્વોત્તમ છે ભવ શુ ?, અસાર શું ?, સસાર કેવો ?, પીડા શી ?, પીડા કોને ?, દયા શી ?,—આ બધુ વિચારવા જેવુ છે આ પ્રસગે દુ:ખ સાધુપણામા કે સસારમા, તે વિચારણીય છે

ચોથી ઉદાસીન ભાવના

નિર્ગુણી ઉપર પણ માધ્યસ્થ્ય. દુર્ગુણી કે ગુણહીન આત્માઓને સુધારવા પ્રયત્ન કરવો, સુધરે તો સારૂ, પ્રયત્ન કર્યા છતા પણ ન સુધરે તો 'तस्य भाग्यम् ।' એમ વિચારી ઉદાસવૃત્તિને ભજવી આ ચાર ભાવના આવી કે—'शिवमस्तु सर्वजगत'—સર્વ જગતનુ કલ્યાણ થાઓ'—એ ભાવના આવેજ એ આવ્યા પછી 'પરહિતમા પ્રાણીમાત્ર રક્ત રહો'—એવી ઉર્મિઓ એના અતરમા આપોઆપ ઉછળે અને તોજ રોમે રોમમા શાતિ અનુભવાય રોમાચ ખડા થાય એવી શાતિવાળુ જીવન બને અને પછી 'દોષો નાશ પામો અને લોક સર્વત્ર સુખી થાવ'—આ વિચારોથી હૃદય ઓતપ્રોત બની જાય

ઉપસંહાર

આ ભાવનાઓને જગતમાં પ્રચારવામાં જેટલી મહેનત, આપત્તિ, અશાંતિ, તકલીફ અને અપમાન સહવું પડે, એમાં આત્માની એકાંતે શાંતિજ છે. જેના આત્મામાં સાચી શાંતિ થાય, તેનાથી જગતમાં શાંતિ કેમ ન થાય? આવી અનુપમ શાંતિના આપનારા મહર્ષિઓ, શ્રી વીતરાગદેવનુ શાસન જ્યાં સુધી હયાતિ ભોગવે છે ત્યાં સુધી હયાત રહેવાનાજ. ઘુવડોની નારાજી છતાં સૂર્ય ઉદય પામ્યા વિના રહેજ નહિ. સંખ્યાબંધ દુર્જનો છતાં

**–સજ્જનો ઉપર એ દુર્જનોની ધાડ ચાલુ છતાં–પોતાનું સામ્રાજ્ય સ્થાપવાના દુર્જનોના પ્રયત્નો કાયમ છતાં–હથીયાર એમના હાથમાં છતાં અને નફ્ફટાઇ ભરેલા બળનો ઉપયોગ કરવો છતાં પણ સજ્જનો જીવ્યા છે, જીવે છે અને જીવશેજ.**

*

સંખ્યાબધ દુર્જનોની વચ્ચે એક પણ સજ્જન નિર્ભયપણે જીવે છે : કારણકે–' હું કોઇના અહિતમાં રાજી ન હોઉં કે પ્રવર્તમાન ન હોઉં તો મારૂં અહિત કેમજ થાય !'–આ તે પુણ્યાત્માની અચલ માન્યતા હોય છે અને તે છતાં કદાચ કાંઇક અશુભ થતું દેખાય, તો તે 'પૂર્વ ભવના અશુભ'ને માનવા તૈયારજ હોય છે ભતૃહરિ જેવાએ પણ પોતાના દુસ્મનને પોતાને સાવચેત રાખનાર તરીકે ઓળખાવ્યા છે વાત પણ ખરી કે–વગર પૈસાના ચોકીદાર મળે કયાંથી, કે જેથી આપણી બધીજ ખબર તેઓ રાખે ? આપણે કયારે અને કયાં, કયા વખતે હતા અને છીયે, તેની ખબર આપણુને કદી ન હોય, પણ તેઓ તો જરૂર રાખેજ. એમની બુદ્ધિ ભલે ગમે તે હોય, પણ ચોકી તો છેજ

*

આ રીતે આત્મશુદ્ધિ કરી, તૃષ્ણા ઉપર કાપ મૂકી, ઉપર જણાવેલી ભાવના જીવનમાં ઉતારાય, તો સાચી શાંતિ આપોઆપ સાંપડે.

    

# શ્રી આચારાંગ–ધૂતાધ્યયન

: પ્રથમ ભાગ :

બાવીશ મનનીય પ્રવચનો.

※

: પ્રવચનકાર :

પૂજ્યપાદ બાલબ્રહ્મચારી પરમ શાસનપ્રભાવક, સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવર.

※

ક્રાઉન ૧૬ પેજી–૫૦૦ પૃષ્ઠ સુન્દર બાઈન્ડીંગ.
શ્રી વિજયદાનસૂરિજી, શ્રી પ્રેમવિજયજી ઉપાધ્યાય
અને પૂજ્ય પ્રવચનકારશ્રીની ત્રિરંગી, દ્વિરંગી, એકરંગી
સુંદર છબીઓ ૬૨ પાનાની પૂ. પ્રવચનકારશ્રીનો
અનોખો પરિચય કરાવતી પ્રસ્તાવના વિગેરે.

※

મૂલ્ય : કાચું પુઠું રૂા ૨–૦–૦ બોર્ડપુઠ્ઠી રૂા ૨–૪–૦

શ્રી વીરશાસન કાર્યાલય, રતનપોળ–અમદાવાદ.

શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજનુ પ્રથમ અધિવેશન અને ઑલ ઈન્ડીયા યંગ મૅન્સ જૈન સોસાયટી સંમેલનનુ બીજુ અધિવેશન ચૈત્ર વદ ૧-૨-૩ને દિ વઢવાણ શીટીમા ભરાનાર હોઇ તે પ્રસંગે ખાસ નિમંત્રણથી શાન્તમૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમેઘસૂરીશ્વરજી અને સિદ્ધાન્તમહોદધિ ઉપાધ્યાય શ્રી પ્રેમવિજયજી ગણિવર સાથે બાલબ્રહ્મચારી સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવર શિષ્યપરિવાર સહિત ત્યા પધારેલા પરન્તુ અચાનક વઢવાણ નરેશના રાજરાણી સ્વર્ગવાસી થવાથી તે અધિવેશનો અમદાવાદ ખાતે વિ સં ૧૯૮૭ના તેજ ચૈત્ર માસની વદીમા ભરાએલા અને તે પ્રસંગે અત્યાગ્રહભરી વિનતિથી તેઓશ્રી રાજનગરમા પધારેલા

અધિવેશનો માટે ભગુભાઈના વડામા ભવ્ય વિશાલ મડપ બાધવામા આવ્યો હતો અને તેમાજ પૂ. પ્રવચન કારશ્રીનું આ પ્રવચન ગોઠવવામા આવ્યુ હતું આ પ્રસંગે પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી મનોહરવિજયજી પ શ્રી લાભ વિજયજી પ શ્રી શ્રી કુમુદવિજયજી આદિ ૫૦ મુનિવરો ઉપરાન્ત સકડો જૈન-જૈનેતરો હાજર હતા તેનું આ સારભૂત અવતરણ અત્રે અપાય છે

[ ૭ ]

## યુવાન કોણ ?

જગતના સઘળાએ જીવો સુખના અર્થિ છે, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે કોઇપણ પ્રાણી પોતાની જાતને માટે દુખને ચાહે છે, એમ છેજ નહિ હવે ઇચ્છા માત્રથી કોઇ પણ કાર્યની સિદ્ધિ નથી થતી, એ વાત પણ એટલી જ શકા વિનાની છે જે ઇચ્છાઓ જન્મે, તે સફળ બનાવવા માટે જે સાધનો જોઇએ તે મળે અને મળેલા સાધનોનો યોગ્ય રીતિએ સદુપયોગ થાય, તો જ એ ધારેલી ઇચ્છાઓ સફળ થઈ શકે એમ છે.

*

દરેકે દરેક ઇચ્છા સફળ બનાવવા માટે, યુવાવસ્થા, એ પ્રબળમાં પ્રબળ સાધન છે આજે આપણે યુવાવસ્થાનું સાફલ્ય વિચારવાનું છે તેનું કારણ એકજ છે કે—આજે એમ કહેવા હું છું કે—આ જમાનો યુવાનોનો છે એની સામે

યુવાનોને

આપણે એમ કહીએ છીએ કે–આજ જમાનો યુવાનોનો છે એમ નહિ, જ્યારે ને ત્યારે જે આત્માઓમાં યુવાવસ્થા જેવું જેમ હતુ, તેઓએજ કાર્ય સિદ્ધ કર્યું છે ઇતિહાસ, શાસ્ત્ર કે જ્ઞાનીપુરૂષો એમ નથી જ કહેતા કે–નિર્બળ કે સત્ત્વહીન આત્માઓ કાર્યસિદ્ધિ કરી શકે છે સત્ત્વશાલી અવસ્થા એનુજ નામ યુવાવસ્થા છે વય યુવાન હોય પણ સત્ત્વહીન દશા હોય, તો તે વૃદ્ધાવસ્થા કરતાં પણ ભૂંડી છે આપણે યુવાવસ્થા તેને જ માનીએ છીએ કે–જે કાળે આત્મા સત્ત્વશાળી હોય આ જમાનામાજ નહિ, પણ હરેક કાળે એવા સત્ત્વશાળીઓ જન્મે છે

સફળતાની ચાવી

પરતુ સફળતાનો આધાર કેવલ સત્ત્વશાલિતા ઉપર જ નથી, પણ એના સદુપયોગ પર છે અર્થાત્–મળેલી સાધન સામગ્રીની સફળતાની ચાવી, તેના સદુપયોગ પર નિર્ભર રહે છે જે આત્માઓને કાર્ય કરવું છે, તે આત્માઓએ પહેલાં તો બે વસ્તુ શીખવી પડશે એક તો છતા પણ ગુણો સાંભળતાં લજ્જા આવે ' પોતાના પણ છતા ગુણોની કોઇ પ્રશસા કરે તો એકદમ શરમીંદા બની જાય : મ્હોંઢાપર શરમના શેરડા પડે . આંખો નીચી ઢળી જાય : પ્રશસા કરનારને વગર બોલ્યે સૂચવે કે–'મારે એ સાંભળવી નથી: એવું સભળાવો કે–જીવનને હું આગળ વધારૂ : હજુ મારી જાતપર એટલો કાબૂ હું મેળવી શકયો નથી: રખેને એ પ્રશસાથી મારા આત્માને આગળ વધારવાને બદલે પાછો હઠાવી દઉ!' બીજો

સદ્ગુણ : જે દોષની ઉત્પત્તિ ન પણ હોય, પણ થવાની સંભાવના સરખી પણ હોય, એની કલ્પના કરી કોઈ ચેતવે તો પણ સાંભળતાં આનંદ આવે : સંભળાવનારને ઉપકારી માને : એ સાંભળનાર ફરી ફરી–કાયમ ખાતે મળો, એવી ઇચ્છા રહ્યા કરે. આ બે ગુણ વિના સત્ત્વનો સદુપયોગ થવો જ નથી

આજની દશા

આજે એથી વિપરીત દશા છે. છતા ગુણોની પણ પ્રશંસા સાંભળતાં લજ્જા આવવાને બદલે, અછતા ગુણોને પણ સાંભળવાની ઇંતેજારી વધતી જાય છે. આજે સૌને પોતાના વખાણ કરનારાઓ જોઈએ છે, પણ વખાણ કરાવવા જેટલી યોગ્યતા મેળવવાનો તો વિચાર જ નથી એનું પરિણામ એ આવ્યું છે કે–આજે સારામાં સારી વસ્તુ સાંભળવાની પણ તૈયારી નથી. એટલું જ નહિ પણ, ઉપરથી ઉલ્ટા એમ કહે છે કે–'અમે કમ નથી : સ્વતંત્ર છીએ : અમને સામાન્ય કોટિના નહિ કલ્પો–વાતવાતમાં અમને ઉતારી નહિ પાડો ' હિતશિક્ષા આપવા આવનારને પણ કહે છે કે–'અમારા ઉપર પણ વજન રાખો !'–પણ જેના પર તમારૂં વજન પડે, એ તમને હિતશિક્ષા શી આપશે ?–એનો ખ્યાલ નથી આ વિચારણાના પરિણામે દિનપ્રતિદિન દુર્દશા આવતી જાય છે આવેલા અને આવતા દોષોથી કોઇ બચાવવા કે ચેતવવા આવે, એને પણ સાંભળવાની શક્તિ નથી આજ તો બધાને બહાદૂર અને શૂરવીરના ઇલ્કાબ જોઇએ છીએ, પરન્તુ પોતાનામાં બહાદૂરી કે શૂરવીરતા કેટલી છે, તેનો પણ વિચાર કરવો નથી.

સતશિક્ષણ

આપણો કહેવાનો મુદ્દો એ છે કે–એકલા સત્ત્વથી જ કામ થતું નથી ચાહના સુખની છે, પણ એ માટે અવસ્થાનો સદુપયોગ કરવા માટે જે ગુણોની જરૂરીયાત છે, તેને વેગળા મૂકવામા આવે, તો કોઇ પણ આત્મા સુખી થઈ શકે નહિ જ્ઞાની, સાધક કે ધારેલી ઇચ્છાએ પાર પાડનાગ આત્માઓ, તેવા કયી રીતિએ બન્યા ? ખોટી ધારણાની વાત નથી, પણ યોગ્ય ધારણાઓ પાર પાડવા માટે પૂર્વપુરૂષોએ જીવનને કેવુ ઘડર્યું, કયી યોગ્યતા કેળવી, તે ઇતિહાસ, શાસ્ત્ર અને જ્ઞાનીઓની દૃષ્ટિએ સમજવુ પડશે જીવનને ઉન્નત બનાવવા અભ્યાસ ને શિક્ષણની જરૂરીયાત છે, પણ એ શિક્ષણ એવી જાતિનું હોવુ જોઇએ કે–જે જીવનને સીધે માર્ગે વાળે, પણ ઉંધે માગ નહિ ! કયી જાતિનું શિક્ષણ કે વાચન અવસ્થાને સીધે માર્ગે વાળે ? ગમે તે વસ્તુ જાણવી, વાચવી કે અનુભવવી, તેનાથી યુવાવ વસ્થાનો સદુપયોગજ કરવાની શકિત મળે, એ અશકય છે અયોગ્ય વસ્તુના અનુભવ લેવાના હોતા નથી અનુભવ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ, પણ કયી જાતિનો અનુભવ કરવો, એ નક્કી કરવુ જ પડશે પક્ષઘાત થાય ત્યારે શી દશા થાય, એનો અનુભવ કરવો છે ? નહિ જ એ તો સાભળતા જ આધા ખસાય છે તેમ અનુભવ જ્ઞાન મળે તો આત્માનો ઉદ્ધાર છે, પણ તે સારી વસ્તુનું જ મેળવવાનું હોય !

વિરોધ !

યુવાવસ્થા, એ ધારેલી ધારણાઓ પાર પાડવાનુ જરૂરી

અને આવશ્યક સાધન છે. એ અવસ્થામાં એ જાતિનું કૌવત સ્હેજે સ્હેજે મળે છે, પણ એ શક્તિ અવળે માર્ગે વેડફાઈ ન જાય તેનો જ વિચાર કરવાનો રહે છે. જેનામાં ધારેલી ધારણાઓ પાર પાડવાનું કૌવત હોય, તેનેજ આપણે યુવાન માનીએ છીએ. ધારેલી સારી ધારણાઓ–બેસી રહેલા, નિરૂ-દ્યમી, અજ્ઞાન કે કાંઇ નહિ સમજનાર સફળ નહિ જ કરી શકે, એ આપણે કબુલ રાખીએ છીએ : પણ કયા શિક્ષણના પ્રતાપે એ યુવાવસ્થાનો સદુપયોગ કરવા જેટલા શક્તિ[illegible] બની શકીએ, એજ વિચારણીય છે. જેનું–તેનું લખેલું [illegible]–તેવું વાંચવું, એનું નામ શિક્ષણ ગણાતું હોય, તો [illegible] થઇ જાય. જગતનાં પ્રાણીઓ દરેકે દરેક તત્ત્વનું જ્ઞાન [illegible] વિદ્વાન્ બને, સદ્–અસદ્‌નો વિવેક કરવાની શકિત [illegible] વિરોધ હોઇ શકે જ નહિ ! ' બુદ્ધિમાં ન બેસે [illegible] વાતો છે, એવું જગતમાં પ્રચલિત ન થાય તે [illegible] સાધુઓ જ્ઞાન ભણવાનો નિષેધ કરે છે '–એ [illegible] ખોટો છે. જે ભણવાથી જાતને ઉચ્છૃંખલ બના[illegible] શાસ્ત્રે બતાવેલાં સત્યોને ઇરાદાપૂર્વક ખોટાં [illegible] જાગે, એવું શિક્ષણ તો નહિ જ જોઇએ, [illegible] કબુલ કરશેજ. અને એજ વાત સાધુઓ [illegible] કોઇએ એમ માની લેવાનું નથી કે–' સાધુઓ [illegible] પદ્ધતિનો એટલા માટે વિરોધ કરે છે [illegible] ઉપજાવી કાઢેલી કલ્પિત વાતો અજ્ઞાન [illegible] ઘાલી બેસાડવી છે. ' શિક્ષણ કે જ્ઞાન[illegible] પરંતુ જેના પ્રતાપે ઇરાદાપૂર્વક, [illegible] સ્વતંત્રતાની આડે આવતી શાસ્ત્રે [illegible]

[illegible]

આજ્ઞાઓને ખોટી પાડવાની ભાવના પેદા થાય, એ શિક્ષણનો આપણે પૂરેપૂરો વિરોધ કરીએ છીએ

## શાસ્ત્ર એ અંકુશ

આજે કહેવાય છે કે–સઘળી લગામ યુવાનોના હાથમાં છે આપણે એ કબુલ રાખ્યું કે–ધારેલી ધારણાઓ પાર પાડવા માટે શૌર્યસપન્ન અવસ્થા અજબ શક્તિ ધરાવે છે, પણ તે નિરંકુશ નહિ જોઇએ જાતવી ઘોડા ગમે તેટલા સુંદર હોય, છતા પણ લગામ ધાર્યા વિના બેસવા લાયક નથી શાસ્ત્ર જીવનની દરેકે દરેક પ્રવૃત્તિ પર–ખાવાની, પીવાની, પહેરવાની, ઓઢવાની, બોલવાની, ચાલવાની, બધી ક્રિયાઓ પર અંકુશ મૂકે છે અયોગ્ય શિક્ષણથી ઉન્મત્ત બનેલા આત્માઓને તે અંકુશ પાલવતા નથી, તેથી તેવાઓને માટે શાસ્ત્રો અને તેના ઉપદેશકોને હલકા પાડ્યા શિવાય રસ્તો નથી અને એથી જ દરેક બુદ્ધિમાન મનુષ્યનો આજની શિક્ષણપદ્ધતિની સ્હામે વિરોધ છે અછતા પણ ગુણો ગવડાવવાનો દુર્ગુણ જ્યા સુધી ન જાય, ત્યા સુધી મળેલી શક્તિનો સદુપયોગ નથી જ થવો એ નક્કી છે જેણે ઉંચે ચઢવુ હોય એની ભાવના કેવી હોવી જોઇએ, તે ખાસ ભણવુ પડશે બીજાએ શું કરવુ એ વાત પછી છે અત્યારે તો મળેલી યોગ્ય અવસ્થાની સફળતા પ્રાપ્ત કરવા માટે કેવા બનવુ જોઇએ, એની વાત છે એ આત્મા કરેલા સુકાર્યની પ્રશંસા ઇચ્છે નહિ કદિ કોઇ કરે તો લજ્જાથી મ્હોડુ નમ્ર બને સાભળતા ત્રાસ થાય આ જાતિના શિક્ષણના પ્રતાપે આત્માને પ્રશંસાની ઇચ્છા નથી

થતી : અને એથી તે પ્રશંસા મળી ભી જાય, તો પણ ઉદ્ધત નથી બની જતો, પણ ઉલ્ટો નમ્ર બની જાય છે. પ્રશંસા જેના કાર્યની આડે નથી આવતી, તે પોતાના કાર્યમાં નિર્ભય-પણે આગળ વધ્યે જ જાય છે. જે ગુણ નથી, એની પણ પ્રશંસાની ઇચ્છા શાથી આવી ? ઉત્તમ સંસ્કારો પડે એવી શિક્ષણસામગ્રી મોજૂદ નથી તેથી ! આવતા દોષોથી જીવ-નને નિર્ભય બનાવ્યા વિના, આવેલા દોષો કાઢ્યા વિના, કરેલી યોગ્ય કાર્યવાહીથી પણ મલકાયા વિના, સાધ્ય સાફલ્ય સાધ્યા વિનાજ મળેલી ઉત્તમ સામગ્રીને પણ હારી જવાય છે. અહીં બેઠેલા બધાને સાધન તો મળી ગયું છે, શક્તિ-સંપન્ન છે, શક્તિહીન નથી, પણ છે તે શકિત કયાં ખર્ચવી તેનુંય ઠેકાણું નથી !

## જીવનનો કાર્યક્રમ.

કોઇ પૂછે કે-'તમારા જીવનનો કે દિવસનો કાર્યક્રમ લાવો !' તો શું બતાવશો ?

(સભા૦ ખાવું, પીવું ને રળવા વાસ્તે મહેનત કરવી.)

'અને બહુ બહુ ઉપકારની ભાવના થઇ જાય તો બીજા રળતા કેમ બને એની ચિંતા કરવી અને તેમની પાસે સાધન ન હોય તો બીજાઓને રળતા બનાવવાનું સાધન પૂરૂં પાડવું.' આ શિવાય કાંઇ હોય તો બોલો ! આ જે બધી પ્રવૃત્તિ છે, તેમાં પોતાના કે પારકાના શરીરના પોષણ શિવાય બીજું કાંઇ છે ? અનાર્યોની સામે આજે આ દાવો છે કે-'અમે કોણ ? આત્મવાદના હિમાયતી : ચૈતન્યવાદને પૂજનારા :

જડવાદના વિરોધી.' એવા દાવા કરનારાઓમાં-તેઓની આખી જીવનપ્રવૃત્તિમાં, પોતાના કે પારકા શરીરની ઉપાસના શિવાય બીજુ કાંઇ છે? કોઇ પણ યુવાનને આની સામે કાંઇ કહેવું હોય તો કહે! પોતાના ને પરના શરીરની સેવા શિવાય બીજુ કાંઈ નથી ભાસતું, તો એ શરીર કેવુ છે?, એની સ્થિતિ વિચારો! એ શરીર અનિત્ય છે, અસ્થિર છે, અસાર છે, આપણું નથી, રાખીએ-રાખવા માગીએ તો પણ રહે એવું નથી, અનિચ્છાએ પણ મૂકવાનું છે ' આપણે શરીર નહિ પણ કોઇક બીજા છીએ '-એ જાતિનું શિક્ષણ પેદા કર્યું છે? યુવાન, શક્તિસંપન્ન, વીર્યશાળી અને સત્ત્વનો સદુપયોગ કરવાની ઇચ્છાવાળાને આ જાતિનું શિક્ષણ આપવું છે. આ જાતિના સ્વાધ્યાય કરતા બનાવી દેવા છે! જે દિવસે એ સ્વાધ્યાય ન થાય એ દિવસ વાંઝીયો લાગે, ચોવીસે કલાક આ સ્વાધ્યાય વિના ચેન ન પડે, તોજ મળેલી અવસ્થાનો સદુપયોગ સંપૂર્ણપણે કરી શકાય. નહિ તો નહિ જ!

## વર્તમાન દેશકાળ

દુનિયા કહે છે કે-આજે સઘળી સત્તા યુવાનોના હાથમાં છે. એ યુવાવસ્થા પ્રત્યે આપણને ઇર્ષ્યા કે રોષ નથી યુવાનો ઉદ્યમશીલ બને એનું કાંઇ દુઃખ નથી. આપણે તો જે વસ્તુના નામે દુનિયામાં વાત ચાલતી હોય, જે દેશ-કાળ અને સમય વર્તતો હોય, તે સમયે આપણા સિદ્ધાંતો જગતમાં ઓતપ્રોત થઈ જાય, એ રીતિનો પ્રયત્ન કરવો છે. અત્યારની દુનિયામાં જે જે વાચવામાં, સાંભળવામાં, જોવામાં કે અનુભવવામાં

આવે છે, તેને યાદ કરી જૂઓ અને તેમાં ખાવા, પીવા કે રળવાની મહેનત કરવા શિવાયનું બીજું કાંઇ તત્ત્વ જગત્માં પ્રકાશિત થયું છે કે નહિ, એ વિચારો સાધુઓ ચાર થાંભલાની દિવાલમાં રહેનારા, જગત્ના ચોગાનમાં નહિ આવનારા, દુનિયાના અજાણ અને જમાનાના બીનઅભ્યાસી છે, એવો આક્ષેપ થાય છે: પરન્તુ આ આક્ષેપનો તો સહેજમાં ઉત્તર અપાય તેમ છે. ગામની ઘોલકીમાંથી બહાર ન નીકળી શકે, ઘર છોડીને બીજા ગામ જવા માટે જેને ઓળખાણ લાવવાની જરૂર પડે, રસ્તે ભૂખે મરતા બચવા માટે પોટકું સાથે બાંધવું પડે, એ જગતના ચોગાનમાં આવનારા! અને ગામમાં જેમણે ઘર રાખ્યું નથી કે સીમમાં ખેતર નથી રાખ્યું, જેઓને અન્યત્ર જવા માટે ઓળખાણની કે ભાથાની જરૂર નથી, એ ચાર થાંભલાની દિવાલમાં રહેનારા!! આ તે વીસમી સદીનું વિજ્ઞાન છે કે કોરો જડવાદ છે? લખનારા આવું લખે, બોલનારા બોલે અને સાંભળનારા તાળીઓ પાડે! એક બોલ્યો એટલે સો જણ એમ બોલે: માટે આમાં સાચુ શું છે અને ખોટું શું છે, એ નક્કી કરવું પડશે સાંભળી–સૂણાઈ કે લખેલી–વાંચેલી વાતો પર મદાર બાંધી, અજ્ઞાનની માફક લખતા–બોલતા થઈ જવાય તો દશા શી થાય? અનુભવી કે જાણ કોણ બની શકે, એ નક્કી કરો. બાલ્યકાળમાં તદ્દન લઘુવયથી સંસારને તજી દેનાર પર આક્ષેપ છે કે–એ દુનિયાને શું જાણે? પહેલી દુનિયાને જાણવી, સેવવી અને પછી ત્યાગ લેવો? એક વાર કીડા બન્યા પછી કમળ બનાય, એવી આ વાત છે. પણ ખબર નથી કે–'સાધુએ

નસારમા શુ જોયુ?'–એમ કદિ ન કહેવાય સમારમા ફસેલા સસારના અનુભવી નથી, પણ સસારથી દૂર ઉભેલાજ સાચા અનુભવી બની શકે છે વસ્તુ સાચી યા ખોટી છે, એનો અનુભવ કરવા માટે એ વસ્તુ દૂર રાખવી જોઈએ મ્હો પગનો ડાઘ જોવા માટે આરીનો દૂરથી જોવાય કે પાને રાખીને? ચિત્ર કેવુ છે એની પરીક્ષા ચીતારો કેવી રીતે કરે છે, એ વિચારો તેવી જ રીને જેણે સસારના અનુભવી બનવુ હોય, તેણે સસારમા ન ફસાતા, જેથી શુદ્ધ–બુદ્ધ ઉડી જાય એવી સ્થિતિમા ન મૂકાતા, સસારથી દૂર રહેવું જોઇએ

## હું સ્વતન છું!

ખાવાપીવા અને રળવાની પ્રવૃત્તિમા શરીરસેવા શિવાય કાઇ નથી, એ નક્કી છે પોતાના ખાવાપીવાની અને ગગવાની ચિંતા કરનારા કરતા, પારકાના ચિંતા કરનારા પણ હોય છે એ વાત કબુલ છે, પણ આજ પ્રવૃત્તિ કર્યે જઇએ અને એમા જ જીદગી પૂરી થઇ જાય, તો સફળતા મનાય કે કેમ, એ વિચારવાનું રહે છે જે શરીરની સેવા માટે જીંદગી વેડફી નાખવામા આવે છે, તે શરીર કેવુ છે? નાશવત, અસ્થિર, રાખ્યું રહેવાનું નહિ ગમે તેવા સમયે પણ મૂકી દેવુ પડે એવુ ઘેર લગ્ન હોય કે એક ક્રોડની કમાણીનો તાર આવે કે રાજગાદી મળ્યાના સમાચાર મળે, એ સમયે પણ છોડી દેવુ પડે મહેનત કરી મેળવેલુ પણ ભોગવવા ન દે એવુ છે મળેલી સામગ્રી ભોગવ્યા વિના પણ મૂકી દેવી પડે, એ નક્કી છે 'હું સ્વતત્ર છુ' એમ કહેનારને પૂછો કે–તારૂ શરીર,

ઇંદ્રિયો કે ઇચ્છાઓ તને સ્વાધીન છે ? શરીર, ઇંદ્રિયો અને મનની બધી આજ્ઞાઓ તારે સ્વીકારવી પડે છે કે નહિ ? એટલા-નીજ નહિ, પણ શરીરના પાલક અને પોષકની પણ ! તો પછી સ્વતંત્રતા એક જ જગ્યાએ આવેલી છે એમ ને ? આજ્ઞા નહિ માનીએ એ ક્યાં ? આજના યુવાનો સ્વતંત્ર કોનાથી ? શરીર, ઇંદ્રિયો કે મનથી ખરા કે નહિ ? પેઢીપર કે નોકરીપર વિનય, નમ્રતા, શાંતિ, ગમ ખાવાની ટેવ, પહે-રેલે બૂટે અવાજ ન થાય એ રીતે ઑફિસમાં ચાલવું, એ આજની સ્વતંત્રતાનાં લક્ષણ છે. બધી જ જગ્યાએ નીચા નમીને ચલાય, ગુલામી કરીને જીંદગી વેડફી નખાય, ઇંદ્રિ-યોને રાજી રાખવા ભયંકર પાપો સેવાય, મનને વાત વાતમાં વહેતું મૂકાય અને માત્ર ધર્મ, ધર્મશાસન કે ધર્મગુરૂ પાસે જેમ ફાવે તેમ લવાય, એ કયી જાતિની સ્વતંત્રતા છે ? એને પૂછો કે–તું જે બોલે છે એને પૂરવાર કરવાની તારામાં શક્તિ છે ? તારાં વચન પાછળ કાંઈ પણ તત્ત્વ છે ? તારી વાત સિદ્ધ કરવાને તારી પાસે પ્રમાણ છે ? તો એકજ દલીલ કરશે કે–" હું સ્વતંત્ર છું. મારો એજ મોટામાં મોટો મુદ્દો છે." પણ એ સ્વતંત્રતા આપી કોણે ? મરજીમાં આવે તેમ લખવા–બોલવાની છૂટ હોય, તો કોઈ વહેપારીના ચોપડા-ને જૂઠા કહેજો ! પણ ના, ત્યાં તો ભય છે એટલે કાબુમાં આવી જાય છે. અહીં તો દેવ એટલે વીતરાગ, સાધુએ સમતા ફરજીયાત રાખવી જ જોઇએ–સાધુ એટલે સમતાના સાગર, ક્ષમાના સિંધુ. જરા બોલે તો તરત કહે કે–ગરમ થવાય ? સાધુ છો કે ? આગમ એટલે કબાટમાં રાખી મૂકેલાં !

અહીં શું ભય? એટલે ફાવે તેમ બોલાય છે આ બધું બનવાનુ કારણ એકજ છે–'પોતાના જીવનની કીંમત બીલકુલ સમજાઇ નથી'

## આર્યત્વ શેમાં?

કેવળ શરીરની ઉપાસનાનું શિક્ષણ ભયંકર રીતિએ આત્માનુ અધઃપતન કરનારૂં છે. શરીરસેવાની આસક્તિ જે ન ઘટાડે એ સાચુ શિક્ષણ નથી સાચુ શિક્ષણ તો એ છે કે–જે ક્ષણે ક્ષણે આત્માને ચેતવે કે–'મારે હાથે એવાની સેવા થઇ રહી છે કે જેનું ફળ કાંઇ નથી અને મજૂરી માથે પડવાની છે. આ સેવાથી એવી રીતે આત્મા દબાઈ જશે કે–ઉદ્ધાર થવા માટે કોઇ દ્વાર નહિ મળે, ઉદ્ધાર કને–પણ હાથ ખંખેરવા પડશે' કેટલીક વાર લાખ આપવા છતાં ભયંકર બીમારીના સમયે ડૉકટરોને હાથ ખખેરવા પડે છે ને? આ નહિ સમજાય ત્યાં સુધી શક્તિસપન્ન અવસ્થાનો સદુપયોગ કરવાનું પણ સમજી શકાશે નહિ જે શિક્ષણ વાત વાતમાં આપણને કહે કે–'શરીર કરતાં હજુ કોઇ જૂદી વસ્તુ છે!' એની જ શુદ્ધિ–અશુદ્ધિ ઉપર મારી શુદ્ધિ–અશુદ્ધિનો આધાર છે, એની અશુદ્ધિમાં દુઃખ તથા શુદ્ધિમાં સુખ છે, એવું ક્ષણે ક્ષણે ભાસે, એ જાતિના શિક્ષણનો પ્રચાર શરૂ કરવો જોઇએ અને તો જ આર્યદેશ ફળે: તોજ આર્યત્વનો ઈટિકાબ શોભે એ ન હોય તો પેલા ત્યાં ઉત્પન્ન થયા માટે અનાર્ય અને આપણે અહીં ઉત્પન્ન થયા માટે આર્ય, પણ વસ્તુતઃ બેય સરખા: એટલુંજ નહિ પણ અહીં ઉત્પન્ન થયેલા વધું કમનસીબ જો હારી ગયા તો ભયંકર કમનસીબી એ સમય

આવ્યા પહેલાં આ જાતિનું શિક્ષણ લેઈ લેવું, દુનિયાના અર્થિ આત્માઓને આપવું, આપવા યોગાનમાં જવું ઘટે તો જવું, અને યોગ્યતા ન હોય ત્યાં ન જવું! સાથે સાથે એ પણ ખરૂં જ કે-અયોગ્યને ન દેવું ઘટે: અને એટલા ઉપરથી દુનિયાના યોગાનમાં ન જનારા કહેવાઇએ તો તે પણ ખમી લેવું ઘટે.

## સાધુ ક્યાં જાય?

ચોર લોકો એમ ફરિયાદ કરે કે-'અમારા લત્તામાં ઝવેરીઓ હીરાની વીંટીઓ પહેરી કેમ નથી આવતા? એ વીંટીઓ તેમણે પ્રમાણિક કમાણિથી જાતે મેળવેલી છે અને તેમની છે, એમ અમે કયારે માનીએ કે-અમારા લત્તામાં આવે તો!' હવે એ વાત પૂરવાર કરવા ઝવેરીઓએ ચોરના લત્તામાં જવું કે નહિ? અને કદી જવું પડે તો સાથે પોલિસ રાખવી કે નહિ? સાચું હતું તો પોલીસ કેમ રાખી?, એ કાંઇ દલીલ છે? જ્યારે માણસ માણસ મટી જંગલી અને, ત્યાં બીજો રસ્તો શો? તેવીજ રીતે સાધુ જેવા જગતમાં અન્ય કોઈ શ્રીમાન્ નથી. તમારી પાસે જે મૂકી દેવાનું છે તે છે, જ્યારે સાધુ પાસે તે છે કે-જે સાથે લઈ જવાનું છે: અને એ વસ્તુઓ એટલી કિંમતી છે કે-તેનું રક્ષણ કરવા માટે સાધુ જ્યાં-ત્યાં જે-તે રીતે નથી જઇ શકતા. આયુષ્ય ટુંકું છે: વિચારો, નહિ તો પસ્તાશો. આજે નહિ તો પછી પણ વિચારવું પડશે. જેનું શરણું અંતે લેવાનું છે તે અત્યારે લો. ઇશ્વરભજન અંતે કરીશું, તો ઇશ્વર ભોળા-ભોળા છે? આ કૉર્ટ કેવી ધારી છે?

બનાવટી? તમારા દેવ એ કાંઈ ભોળી વ્યક્તિ છે કે–હાથ જોડયાથી કે સાષ્ટાંગથી ભોળવાઇ જાય?

## સાચા આર્ય બનો!

શરીરસેવાથી આત્માને લાભ થતો હોય તો વિચાર કરીએ. શરીર એજ આત્મા છે, એવી માન્યતા આર્ય દેશમાં ટકી શકે એમ નથી. આર્ય દેશના સિદ્ધાંતને એ વાત બંધબેસતી નથી. છતાં જે આર્ય ગણાતાઓ એવું ઉપદેશતા હોય, તેઓથી અન્ય આર્ય આત્માઓને બચાવવા માટે તેમને એવાઓથી દૂર રહેવાની સલાહ આપ્યા વિના છૂટકો છે? સ્વપરના ભલા માટે જે કહેવું, એ પરમ ધર્મ છે કે નહિ? એક પણ શબ્દ ભયંકર કે કડવો, યુક્તિથી સિદ્ધ નહિ થતો, જરૂરી ન લાગતો, જેના વિના ચાલી શકે એવું નથી એમ પૂરવાર કર્યા વિના આજ સુધી વાપર્યો નથી: વાપરતા નથી: અને વાપરવાના નથી. તેમજ જે યુક્તિથી સિદ્ધ થતા હોય, હિત કરવા માટે જરૂરી હોય, તે શબ્દો ભયંકર કે કડવા છતાં વાપર્યા છે, વાપરીએ છીએ અને વાપરવાની પ્રતિજ્ઞા છે! કઠીન શબ્દપ્રયોગ નજ થાય એમ કહેનારા ખોટા છે. અવસરે, જરૂર પડયે હિતકર વચનો કડક છતાં છતી શક્તિએ ન કહે એ પાપી છે, નિર્દય છે. અવસરે ન કહે તો બચાવે શી રીતે? મા પોતાના બાળકને ગભરાવવા ઇચ્છે છે? નહિજ. તે છતાંય સાપ દેખીને તેને પકડવા જતા બાળકને જોઈને કારમી બુમ પાડે કે નહિ? એ સાંભળીને બાળક ફફડી તો જાય, પણ સાપ ભાગી જાય અને બાળક બચી

જાય. માને કોઈ શિખામણ દેવા આવે કે-આવી બૂમ પડાય ? તો મા કહે કે-બોલ મા, એની મા હું છું-તું નહિ. કડવું બોલનારા છતાં હિતૈષી હોવાથી સ્વીકાર્ય છે. સમયે પણ કડવું નહિ કહેનારા, આવોજી-જાઓજી-બેસોજી કહેનારા હાજીયા છે : ઉદ્ધારક નથી પણ નાશક છે. એ વાત કબુલ છે કે નહિ એ બોલો! શરીરનેજ આત્મા માની લેનારા, શરીરની સેવા-માંજ ઉદય કલ્પી લેનારા અને એને માટેજ પ્રવૃત્તિ કર્યે જનારા વસ્તુતઃ આર્ય નથી, એમ કહેવામાં વાંધો છે ? આર્ય બનવા માટે ગલીચ લખાણો લખવાં કે વાંચવાં બંધ કરવાં પડશે : પેટભરા કે કેવળ વહેપારને અર્થે જ પત્ર ચલાવનારા, લોકોને પસંદ પડે એવું લખે તો જ હજારોની આવક થાય એ માન્યતાવાળા માણસ શું લખે ? જાણવા માટે ગમે તેવું વાંચીએ તો શું વાંધો છે, એમ ન કહેવાય. આ તે મગજ છે કે હાંલ્લું છે ? રાંધવાના માટીના હાંલ્લામાં પણ ધૂળ નથી નખાતી ને ? જે નખાતું હોય તેજ નખાય, પણ જે તે નહિ ! એ નિર્ણય થાય તો આર્યત્વ પેદા થઈ જાય.

સ્વાધ્યાય.

શરીર એ જૂદી વસ્તુ છે અને આત્મા એ જૂદી વસ્તુ છે તથા ઉદય આત્માનો કરવાનો છે. શરીરસેવા પોતાની કરી કે બીજાની કરી, બીજાઓને શીખવી, એ કરતા થાય એવી યોજનાઓ ઘડી, એ બધી પ્રવૃત્તિ આત્માના ઉદયથી પ્રતિકૂળ છે, એમ નક્કી કરવું પડશે. આ નિર્ણય ઉપર આ જીવનની સફળતાનો આધાર છે. અવસ્થા કાર્ય કર તોજ બનશે.

